# ગાંધીનું હિન્દ

# વિવિધતામાં એકતા

(ગાંધી શતાબ્દી ઉજવણી માટેની રાષ્ટ્રીય સમિતિની રાષ્ટ્રીય એકીકરણ ઉપસમિતિએ તૈયાર કરેલો સંચય.)



નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

ન્યૂ દિલ્હી

ઓક્ટોબર ૨, ૧૯૬૮
આશ્વિન ૧૦, ૧૮૯૦

*Published on behalf of*
*the National Integration Sub-Committee of the*
*National Committee for Gandhi Centenary,*



રૂપિયા
૨–૨૫

GANDHI'S INDIA
UNITY IN DIVERSITY (*Gujrati*)
*Tranlated by*
ChandraKant Mehta

પ્રકાશક : મંત્રી, નેશનલ બુક ટ્રસ્ટ, ઈન્ડિયા, નવી દિલ્હી, ૧૩
મુદ્રક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઇ ૧

# આ મુ ખ

ગાંધી શતાબ્દીની રાષ્ટ્રીય સમિતિની રાષ્ટ્રીય એકતા ઉપસમિતિ તરફથી "ગાંધીનું હિન્દ: વિવિધતામાં એકતા" નામક પુસ્તિકા તૈયાર કરવામાં આવી છે, તેમાં ગાંધીજીનાં લખાણોની તારવણી કરવામાં આવી છે; અને એ પુસ્તિકાનું પ્રકાશન 'નેશનલ બુક ટ્રસ્ટ' કરનાર છે, તે જાણીને મને અત્યંત આનંદ થાય છે.

ગાંધીજી શાંતિ, સંવાદિતા અને મનમેળ રચવા જીવ્યા અને એમણે એમનું અમોલું જીવન પણ એ આદર્શોની સિદ્ધિ માટે હોડમાં મૂક્યું. એમનો સંદેશ સાર્વજનીન અને સર્વકાલીન મૂલ્યવાળો છે, કારણકે એ સ્થળકાળથી અબાધિત છે. એમણે ચીંધેલા માર્ગથી આપણે ઘણીવાર આડા ફંટાઈએ છીએ. પણ મને દૃઢ પ્રતીતિ છે કે જો આપણે બળવાન અને સંગઠિત રાષ્ટ્ર તરીકે જીવવું હશે તો આપણે એ ઋષિના આદર્શને અનુસર્યા વિના આરો નથી.

બાપુની વાણીના સંક્ષિપ્ત છતાં સુંદર સંગ્રહને હું આવકારું છું. આથી કૉલેજ અને શાળાના વિદ્યાર્થીઓને, તેમ જ દેશની એકતાની ભાવના જેમને હૈયે વસે છે તેમને માટે ગાંધીવિચારને સમજવાની ને વિચારવાની અનુકૂળતા પ્રાપ્ત થશે.

રાષ્ટ્રપતિ ભવન
નવી દિલ્હી ૪
એપ્રિલ, ૨૪: ૧૯૬૮,

ઝકીરહુસેન

# પ્રસ્તાવના

આ પુસ્તકમાં જુદા જુદા શીર્ષક હેઠળ વિભાગો પાડવામાં આવ્યા છે, અને પ્રત્યેક વિભાગમાં કક્કાવારી પ્રમાણે ગોઠવણી કરી છે. એનાં મૂળ ગ્રંથો કે સામયિકોની પાછળ યાદી આપવામાં આવી છે, અને જરૂરી જણાય ત્યાં ટૂંકી નોંધ પણ મૂકવામાં આવી છે.

એમના જાહેર જીવનનાં ચાળીસ વર્ષ દરમ્યાન ગાંધીજીના મૂળભૂત વિચારોમાં પરિવર્તન થયું નથી, પરન્તુ એ વિચારોની અભિવ્યકિત અને તેને અમલમાં મૂકવાની રીતમાં સંજોગો પ્રમાણે ફેરફાર થયા કર્યા છે. જ્યારે ભારત આઝાદીની લડત લડતું હતું, ત્યારે મોટા ભાગના માણસો કોમી, ધાર્મિક કે ભાષાકીય વગેરે પૂર્વગ્રહોથી પીડાતા હતા. આ પૂર્વગ્રહોની દીવાલોએ રાષ્ટ્રની સ્વાતંત્ર્યપ્રાપ્તિની ભાવનાને નબળી બનાવી હતી, અને એના તરફથી પ્રજાનું ધ્યાન દૂર ફંગોળ્યું હતું. ગાંધીજીએ એ ભેદોને મિટાવવાનું અને સંઘર્ષમાંથી સંવાદ સર્જવાનું બીડું ઝડપ્યું હતું. એમણે ઉપરટપકેની એકતા નહિ પણ હૃદયની એકતા સ્થાપવા ભગીરથ પ્રયત્ન કર્યો, કારણકે એમને ખબર હતી કે માત્ર થાગડથીગડથી કામ નહિ સરે. એમને લાગતું હતું કે આવી હૃદયની એકતા વગર જો સ્વરાજ મળે તો પણ તે સાચું સ્વરાજ નહિ હોય.

એમની દૃષ્ટિએ વ્યકિતની માનવજાત જોડેની ક્રમિક એકતાના વિકાસ માટે રાષ્ટ્રીયતા એ સ્વાભાવિક સોપાન છે, એ તો વાટનો વિસામો છે. ભારતીય સમાજમાં પોતાના કુટુંબની સ્વેચ્છાએ સેવા કરવી એ ધર્મ મનાતો હતો, પણ એમાં જ એ ધર્મની પર્યાપ્તિ નથી પણ એનો વિસ્તાર કરવાનો છે, એ ભાવનાનું ઊર્ધ્વીકરણ કરવાનું છે, અને યુગ પ્રમાણે રાષ્ટ્રીયતાને વિશેષ ધર્મ તરીકે સ્વીકારવાનો છે. એમની દૃષ્ટિએ સમગ્ર માનવજાત જોડે એકાત્મતા સાધવી એ આખરી મંઝિલ હતી. પણ એ મંઝિલે પહોંચવા માટે રાષ્ટ્ર સ્વતંત્ર બને એ જરૂરી હતું, કારણકે સ્વતંત્ર રાષ્ટ્રના માધ્યમ દ્વારા જ એ ધર્મની સિદ્ધિ શકય હતી. માનવનો સાર્વત્રિક વિકાસ કે જે આ ધર્મનું મંગળાચરણ ને અંતિમ મંઝિલ હતી, તે માટે સૌથી અગ્રિમ મહત્ત્વ વ્યકિતની

એકાત્મતાને આપવામાં આવ્યું. સામાજિક વિકાસનું સ્થાન ઊંચું તો હતું પણ એનું દ્વિતીય સ્થાન હતું. એનું સ્થાન અન્નના જેવું છે કે, જેની જીવવાયોગ્ય જીવન માટે સાધનરૂપે આવશ્યકતા તો છે, પણ મહત્ત્વ તો જેમ અન્નનું નહિ અન્નના ભોકતાનું છે તેવી જ રીતે વ્યકિતને આધ્યાત્મિક એકમ માનીને એની સામાજિક જાગૃતિનું ઉત્થાન ને નૈતિક પ્રવૃત્તિને પ્રથમ સ્થાન એમની યોજનામાં અપાયું છે.

સમજદાર સમાજમાં માનવના માનવ જોડેના સંબંધ વિષે ગાંધીજીના વિચારો એ માત્ર અભિપ્રાયો જ નહોતા, પણ અનુભવની કસોટીમાંથી પાર નીવડેલાં રત્નો હતાં. એની પાછળ આત્મવિલોપનની તત્પરતાનું પીઠબળ હતું. ગાંધીજી પાસેથી આપણે એ શીખવાનું છે કે આપણા પ્રશ્નો માટે કોઈ તૈયાર ઉકેલ નથી, પણ આપણા અંતઃકરણ ને બુદ્ધિને સંતોષ આપે, ઝઘડતાં જૂથોમાં રહેલી અંતર્ગત એકતા પર ભાર મૂકીને અને સર્વના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ જોવાનો, આપણો અભિગમ અને આપણી તત્પરતા હોવાં જોઈએ.

## ૧. સામાન્ય

ગાંધીજી પોતાને જગતના તેમ જ ભારતના નાગરિક માનતા હતા. ગાંધીજીને ભારત પ્રત્યે અનહદ પ્રેમ હતો, અને એને સ્વતંત્ર કરવા એમણે એમના જીવનને સમર્પિત કર્યું હતું. આમ છતાં એઓ અંગ્રેજોને—અને બધા માનવીઓને પણ ખૂબ ચાહતા હતા. એમને મન ભારતનો સ્વાતંત્ર્ય સંગ્રામ એ માનવની મુકિત માટેનો સંગ્રામ હતો, એ માનવના માનવ પ્રત્યેના અત્યાચાર અને શોષણ સામેનું યુદ્ધ હતું.

શું ગાંધીજી રાષ્ટ્રવાદી હતા? "ભારત સમૃદ્ધ બનવું જોઈએ, પછી તે ગમે તે ભોગે હોય" અથવા "સાચોખોટો તો યે આ મારો દેશ છે" એ સામાન્યતઃ રાષ્ટ્રીયતાની ભાવનાની અભિવ્યકિત મનાય છે. પરન્તુ ગાંધીજી જેની પર સંમતિની મહોર મારે એવી એ ભાવના નથી. "મારા દેશને હું સત્યને માર્ગે રાખીશ અને દોરીશ" અને "માનવજાતના કલ્યાણના એક અંશ તરીકે ભારતનું કલ્યાણ" એ એમની રાષ્ટ્રીયતાની ભાવનાનાં પ્રતિનિધિસૂત્રો છે. એમાં ભારત માટે પ્રેમ છે, પણ

અન્ય કોઈ દેશ પ્રત્યે દ્વેષ નથી. એ સાચા રાષ્ટ્રવાદી હતા, કારણકે, ભાષાકીય, ધાર્મિક અને સાંસ્કૃતિક વિભિન્નતા કયારેક રાષ્ટ્રીયતાને ધૂંધળી બનાવતી હતી તેને નાબૂદ કરીને રાષ્ટ્રીયતાને સંગઠિત કરવામાં એઓ માનતા હતા અને તેને માટે સતત પ્રયત્નશીલ રહેતા. એમ થાય તો જ સર્વત્ર માનવસંબંધોને પ્રેરણારૂપ નીવડે એવા સિદ્ધાંતોની ભારત પ્રયોગશાળા બની રહે.

## ૨. ધર્મોની સંવાદિતા

ગાંધીજી પયગંબરી પુરુષ હતા. એમનું આંતરજીવન અત્યંત ધાર્મિક હતું. એમાંથી જ એમના બાહ્ય જીવનની પ્રવૃત્તિને બળ મળતું અને એ પ્રવૃત્તિ સાર્થ બનતી. ધર્મ દ્વારા જ એમને પોતાના આત્માની—નિજત્વની સાચી પિછાન થઈ. આમ છતાં ધર્માભિમાન અને ધાર્મિક વૃત્તિ વચ્ચેના ફરકની એમને જાણ હતી. ધર્માભિમાનમાં કેવળ શબ્દને જ વળગી રહેવાની વૃત્તિ હોય છે, જ્યારે ધાર્મિક વૃત્તિમાં આત્માની ખોજ હોય છે. શબ્દ ઘાતક નીવડે છે, જ્યારે આત્મા જીવનદાતા. જેમાં શાસ્ત્રને—શબ્દના પરંપરાગત અર્થને વળગી રહેવાની વૃત્તિ હોય તેને ગાંધીજી કસોટીએ ચઢાવ્યા સિવાય સ્વીકારવાનો ઇનકાર કરતા હતા. એમણે કહ્યું: હતું, "પ્રત્યેક ધર્મના પ્રત્યેક સિદ્ધાંતને આ બૌદ્ધિકયુગમાં તર્કની અને વિશ્વવ્યાપક ન્યાયની કસોટીમાંથી પાર ઊતરવું જ પડે છે, તો જ એ સર્વમાન્ય બની શકે. એઓ આત્માની જ ખેવના કરતા. આ આત્મા ગાંધીજીની દૃષ્ટિએ નરસિંહ મહેતાના ભજનની પંકિત 'પીડ પરાઈ જાણે રે' એમાં યોગ્ય રીતે વ્યકત થયો છે. આ પરાયા, દુ:ખ ભોગવતા પ્રભુના માનવીઓની એઓ દરિદ્રનારાયણને રૂપે સેવા કરતા હતા. એમના જીવનમાં વધુ અને વધુ માનવીઓની જોડે તાદાત્મ્ય સાધવાની પ્રક્રિયા હતી. પોતાના અહમ્‌ની મર્યાદામાંથી મુકત થવાની સતત પ્રયત્નશીલતા એ ગાંધીજીની કાર્યપ્રણાલી હતી. આ ભાવના એમની સર્વ પ્રવૃત્તિઓમાં—પછી તે રાજકીય હોય કે સામાજિક—ઓતપ્રોત થઈ ગઈ હતી. આ બાબતમાં ભગવત્ ગીતાના શ્રીકૃષ્ણ એમના ગુરુ હતા અને કર્મયોગ એમની ફિલસૂફી હતી.

સાથેસાથે બીજા ધર્મો પ્રત્યે એમને આદર હતો અને તે ધર્મોની ઉદાત્ત ભાવનાની એઓ પ્રશંસા કરતા હતા. એઓ માનતા કે પ્રત્યેક ધર્મ પરમાત્માની પિછાન

કરાવે છે, માત્ર ઈશ્વરવિષયક વર્ણન દરેક ધર્મમાં જુદું છે એટલું જ. ધાર્મિક ઝઘડા માટે એઓ ધર્મને નહિ પણ માનવીઓને જવાબદાર લેખતા હતા. દરેક ધર્મના લોકો પોતાના જ ધર્મને વળગી રહે એમ એઓ ઇચ્છતા હતા—પછી તે ઇસ્લામ હોય, ખ્રિસ્તી હોય, જરથોસ્તી હોય કે હિન્દુ હોય. દરેક જણ જો પોતાના ધર્મના સાચા સ્વરૂપને કે આત્માને વળગી રહે તો દેશમાં ધર્મોની સંવાદિતા રચાય એમ એઓ માનતા. એમની સહિષ્ણુતાની ભાવના દરેક ધર્મની પૂરી સમજણને પરિણામે જન્મી હતી એ ધર્મોની ઉપેક્ષાને કારણે નહિ.

## ૩. સામાજિક સંબંધો અને વાડાબંધી

એ સમયે પ્રચલિત હિન્દુ પ્રણાલીમાં પછાત વર્ગો કે જેઓ અંત્યજો, અતિશૂદ્રો, ચાંડાલો કે પંચમો તરીકે ઓળખાતા હતા તેમની પ્રત્યે અછૂતનો વ્યવહાર રખાતો હતો અને એમની આભડછેટ પળાતી હતી એથી એમને પ્રબળ આઘાત થયો હતો. અસ્પૃશ્યતાને એમણે હિન્દુ ધર્મનાં ગૂમડાં કે ન ભૂંસાય એવા કલંક તરીકે ઓળખાવી એની નાબૂદી માટે સતત પ્રયત્ન કર્યો, અને જાહેર જળાશયનો ઉપયોગ, કેટલાક રસ્તા પર ચાલવાનો હક; કે મંદિર પ્રવેશ માટે એમણે અહિંસક યુદ્ધો લડી ભારતમાં એમણે એક મહાન સામાજિક ક્રાંતિ રચી હતી.

અસ્પૃશ્યતા સામેના યુદ્ધમાં ગાંધીજી જરાય નમતું જોખવા તૈયાર નહોતા, છતાં એઓ એને હિન્દુ ધર્મની આંતરિક બાબત ગણતા. આથી જ્યારે રાજકીય હેતુથી પ્રેરાઈ પછાત વર્ગોને હિન્દુ ધર્મથી અલગ પાડવા પ્રયત્ન કરવામાં આવ્યો ત્યારે ગાંધીજીએ એનો વિરોધ કર્યો, અને જ્યારે બ્રિટિશ સરકારે એમને માટે અલગ મતાધિકારની જાહેરાત કરી ત્યારે એનો વિરોધ કરતાં ગાંધીજીએ પોતાની જાતને હોડમાં મૂકી, કારણકે એથી તો અસ્પૃશ્યતાને કાયમી રૂપ મળતું હતું, અને હિન્દુઓના હમેશને માટે ભાગલા પડતા હતા. ૧૯૩૨નો પૂના કરાર, અને ૧૯૩૬નો ત્રાવણકોર મંદિરપ્રવેશ કાનૂન એ ભારતીય ઇતિહાસના ચિરસ્મરણીય પ્રસંગો છે.

## ૪. હિન્દુ–મુસ્લિમ એકતા

ભારતની એ એક કમનસીબી હતી કે એના મુક્તિ–સંગ્રામની સાથોસાથ, કોમી તંગદિલી [પણ] વધતી ગઈ. એથી ગાંધીજીની રાહબરી નીચે એ તંગદિલી દૂર કરવા

અને બે મુખ્ય કોમો વચ્ચે ભાઈચારો સ્થાપવા આપણા નેતાઓએ અથાગ પ્રયત્ન કર્યો. બન્ને કોમોના હૃદયપલટા માટે ૧૯૨૪માં એમણે એકવીસ દિવસના ઉપવાસ કર્યા હતા અને એથી હિન્દુ–મુસ્લિમ એકતા એમના સમગ્ર રાજકીય કાર્યક્રમની કરોડરજ્જુ છે તેની દેશને પૂર્ણાંશે પ્રતીતિ થઈ. આ જ ભાવનાને કારણે એમણે એમના જીવનનું બલિદાન આપ્યું.

## ૫. ભાષા

દેશની એકતા રચવા અને એને મજબૂત બનાવવા તેમ જ ભિન્નભિન્ન ભાષા-ભાષી વચ્ચે મેળ સાધવા, શાસક અને શાસિત વચ્ચે સાંકળ બને એવી, સામાન્ય વપરાશમાં આવી શકે એવી ભારતીય ભાષાની એમને જરૂર જણાઈ. બધા પ્રશ્નોની જેમ આ પ્રશ્નનો પણ તેમણે આમજનતાની દૃષ્ટિએ વિચાર કર્યો. એમના પોતાના અનુભવથી એઓ એ નિર્ણય પર આવ્યા કે આ સામાન્ય ભાષા હિન્દુસ્તાની જ હોઈ શકે, જે સરળ હોય, જેમાં સંસ્કૃત કે ફારસી શબ્દોનું ભારણ ન હોય. આમ છતાં ગાંધીજી સંસ્કૃત કે અંગ્રેજીને નાબૂદ કરવા ચાહતા નહોતા. એમને આપણી બધી મહાન ભાષાઓ માટે પ્રેમ હતો. આમ છતાં એઓ હિન્દુસ્તાનીને અખિલ ભારતીય ભાષા તરીકે સ્થાપવા ઇચ્છતા હતા અને અંગ્રેજીને આંતરરાષ્ટ્રીય વાણિજ્યની ભાષા તરીકે સ્થાન આપવા ચાહતા હતા.

## ૬. આર્થિક સમાનતા

ગાંધીજી વ્યવહારુ આદર્શવાદી હોવાથી એમણે જોયું કે રાષ્ટ્રીય એકતાનું નિર્માણ કરવા અને એને સુરક્ષિત રાખવા ગરીબ અને ધનિક વર્ગ વચ્ચેનો ભેદ જેટલે અંશે શક્ય હોય તેટલે અંશે ઓછામાં ઓછો હોવો જોઈએ. સર્વોદયના સિદ્ધાંતમાં આર્થિક સમાનતા અંતગર્ત છે, અને કોઈ પણ અહિંસક શાસનપદ્ધતિમાં આ વાત નજર સમક્ષ રહેવી જોઈએ. જે માણસ દેશસેવા કરવાનો દાવો કરે છે તેણે પ્રથમ તો અદનામાં અદના માણસ જોડે તાદાત્મ્ય સાધવું જોઈએ. આ જ સંદર્ભમાં એમણે કાંતવાનો તેમ જ રોટી માટે મજૂરી કરવાનો આગ્રહ રાખ્યો, કારણકે તનતોડ મહેનત કરતી આમજનતા જોડેના તાદાત્મ્યનાં એ કાંતણ તથા મજૂરી પ્રતીક હતાં.

એમણે માલિક અને મજૂરોને જેમાંથી હકો ઉત્પન્ન થાય છે તેવી તેમની સામાજિક ફરજોનું ભાન કરાવ્યું. સંપત્તિનાં બધાં રૂપો તેમ જ માનવસિદ્ધિઓ એ કુદરતી બક્ષિસ છે, અને સામાજિક જીવનની પેદાશ છે. આથી એ જેના કબજામાં હોય તેમણે પોતાની જાતને એની ટ્રસ્ટી માનવી જોઈએ અને સમાજના કલ્યાણ માટે એને વાપરવાનો પોતાનો ધર્મ માનવો જોઈએ એમ એઓ કહેતા હતા.

આમાં સંગ્રહિત લેખો જે ગાંધીજીના રાષ્ટ્રની એકતા વિષેના ગાંધીજીના વિચારો ગાંધીજીના શબ્દોમાં વ્યકત કરે છે, તે અમારી વિનતિથી અને અમારે માટે મહાત્મા ગાંધી ગ્રન્થ સંગ્રહના કાર્યકર્તાના સમૂહે, શ્રી કે. સ્વામીનારાયણની દોરવણી નીચે સંકલિત અને સંપાદિત કર્યા છે. આ સમિતિ એમનો અંતઃકરણથી આભાર માને છે.

**કે. સન્તનમ**
પ્રમુખ
**રાષ્ટ્રીય એકતા ઉપસમિતિ**
**ગાંધી શતાબ્દી રાષ્ટ્રીય સમિતિ**

# અનુક્રમણિકા

# ૧. સામાન્ય

## ૧. હિન્દ સ્વરાજમાંથી

**અધિપતિ:** તમને અંગ્રેજે શીખવ્યું કે તમે એક પ્રજા ન હતા, ને થતાં સેંકડો વર્ષો જશે. આ વાત તદ્દન પાયા વગરની છે. જ્યારે અંગ્રેજો હિન્દુસ્તાનમાં ન હતા, ત્યારે આપણે એક પ્રજા હતા, આપણા વિચારો એક હતા, આપણી રહેણી એક હતી ત્યારે તો તેઓએ એક રાજ્ય સ્થાપ્યું. ભેદ તો પછી તેમણે જ પાડ્યા.

**વાચક:** આ વાત વધારે સમજવી પડશે.

**અધિપતિ:** હું જે કહું છું તે વગર વિચાર્યે નથી કહેતો. એક પ્રજાનો અર્થ એવો નથી કે આપણી વચ્ચે અંતર ન હતું; પણ આપણા મુખ્ય માણસો પગપાળા કે ગાડામાં આખા હિન્દુસ્તાનમાં ફરતા, તેઓ એકબીજાની ભાષા શીખતા ને તેઓની વચ્ચે અંતર ન હતું. જે દીર્ઘદર્શી પુરુષોએ સેતુબંધ રામેશ્વર, જગન્નાથ અને હરદ્વારની યાત્રા ઠરાવી તેઓનો શો વિચાર હતો એમ તમે માનો છો? તેઓ મૂર્ખ ન હતા એમ તમે કબૂલ કરશો. તેઓ જાણતા હતા કે ઈશ્વરભજન તો ઘેરબેઠાં થાય છે. તેઓએ જ આપણને શીખવ્યું છે કે જેનું મન ચંગા છે તેને ઘેરબેઠે ગંગા છે. પણ તેઓએ વિચાર્યું કે હિન્દુસ્તાન કુદરતે એક મુલક બનાવ્યો છે તે એક પ્રજાનો હોવો જોઈએ. તેથી તેઓએ જુદાં સ્થાનકો ઠરાવી લોકોને એકતાનો ખ્યાલ એવી રીતે આપ્યો કે જેવું દુનિયામાં બીજી જગ્યાએ નથી. બે અંગ્રેજ એક નથી તેટલા એક આપણે હિન્દી હતા અને છીએ. માત્ર તમે અમે જે સુધર્યા છીએ તેને મન જ હિન્દુસ્તાનમાં જુદી જુદી પ્રજા છીએ એમ આભાસ આવ્યો.

**વાચક:** મુસલમાન હિન્દુસ્તાનમાં દાખલ થયા તે પહેલાંના હિન્દુસ્તાનની તમે વાત કરી. પણ હવે તો મુસલમાનોની, પારસીની, ખ્રિસ્તીની એમ મોટી સંખ્યા છે. તે એક પ્રજા હોય નહિ. હિન્દુ મુસલમાનને તો હાડવેર છે એમ કહેવાય છે. આપણી કહેવતો પણ તેવી જ છે 'મિયાં ને મહાદેવને ન બને', 'હિન્દુ પૂર્વમાં તો મુસલમાન પશ્ચિમમાં પૂજે.' મુસલમાન હિન્દુને બૂતપરસ્ત – મૂર્તિના પૂજનાર – ગણી તેમનો તિરસ્કાર કરે. હિન્દુ મૂર્તિપૂજક છે, મુસલમાન મૂર્તિનું ખંડન કરનાર છે. હિન્દુ

ગાયને પૂજે, મુસલમાન તેને મારે. હિન્દુ અહિંસક, મુસલમાન હિંસક. આમ ડગલે ડગલે વિરોધ છે તે કયાંથી મટે ને હિન્દુસ્તાન કયાંથી એક થાય?

**અધિપતિ:** હિન્દુસ્તાનમાં ગમે તે ધર્મના માણસો રહી શકે છે તેથી કંઈ તે એક પ્રજા મટનાર નથી. નવા માણસો દાખલ થાય છે તે પ્રજાભંગ નથી કરી શકતા, તેઓ પ્રજામાં ભળી જાય છે. એમ થાય ત્યારે જ અમુક મુલક એક પ્રજા ગણાય. તે મુલકમાં બીજા માણસોનો સમાસ કરવાનો ગુણ હોવો જોઈએ. તેવું હિંદુસ્તાનમાં હતું અને છે. બાકી ખરું જોતાં, જેટલા માણસ તેટલા ધર્મ છે એમ ગણી શકાય. એક પ્રજા થઈ રહેનાર માણસો એકબીજાના ધર્મની વચમાં પડતા જ નથી; જો પડે તો સમજવું કે તેઓ એક પ્રજા થવાને લાયક નથી. હિન્દુ જો એમ માને કે આખું હિન્દુસ્તાન હિંદુથી જ ભરેલું હોય તો તે સ્વપ્નું છે. મુસલમાન એમ માને કે તેમાં માત્ર મુસલમાન જ વસે તો તે પણ સ્વપ્ન સમજવું. છતાં હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી જેઓ તે દેશને મુલક કરી વસ્યા છે તેઓ એકદેશી એકમુલકી છે; તે મુલકીભાઈ છે, અને તેમણે એકબીજાના સ્વાર્થ ખાતર પણ એક થઈ રહેવું પડશે.

દુનિયાના કોઈ પણ ભાગમાં એક પ્રજાનો અર્થ એક ધર્મ એમ થયો નથી, હિન્દુસ્તાનમાં હતો નહિ.

**વાચક:** હવે ગોરક્ષા વિષે તમારા વિચાર કહો.

**અધિપતિ:** હું પોતે ગાયને પૂજું છું, એટલે કે માન આપું છું. ગાય એ હિન્દુસ્તાનની રક્ષા કરનારી છે, કેમકે તેની પ્રજા ઉપર હિન્દુસ્તાન, જે ખેતીનો મુલક છે, તેનો આધાર છે. સેંકડો રીતે ગાય એ ઉપયોગી પ્રાણી છે. તે ઉપયોગી પાણી છે તે તો મુસલમાન ભાઈ પણ કબૂલ કરશે.

પણ જેમ હું ગાયને પૂજું છું તેમ હું માણસને પણ પૂજું છું. જેમ ગાય ઉપયોગી છે તેમ માણસ પણ – પછી તે મુસલમાન હોય કે હિન્દુ હોય–ઉપયોગી છે. ત્યારે શું ગાયને બચાવવા હું મુસલમાનની સાથે લડીશ? હું તેને મારીશ? આમ કરવા જતાં હું મુસલમાનનો તેમ જ ગાયનો દુશ્મન બનીશ. એટલે મારા વિચાર પ્રમાણે તો હું કહું છું કે ગાયની રક્ષા કરવાનો ઉપાય એક જ છે કે મારે મારા મુસલમાન ભાઈની પાસે હાથ જોડવા ને તેને દેશની ખાતર ગાયને ઉગારવા સમજાવવું. જો તે ન સમજે તો મારે ગાયને જતી કરવી, કેમકે તે મારા અખત્યારની

વાત નથી. મને જો ગાયની ઉપર અત્યંત દયા આવતી હોય તો મારે મારો પ્રાણ દેવો પણ કંઈ મુસલમાનોનો પ્રાણ લેવો નહિ. આ ધાર્મિક કાયદો છે એમ હું તો માનું છું.

'હા' ને 'ના'ને હમેશાં વેર છે. જો હું વાદ કરું તો મુસલમાન પણ વાદ કરશે. જો હું ટેડો બનીશ તો તે પણ ટેડો બનશે. જો હું વેંત નમીશ તો તે હાથ નમશે; ને કદાચ નહિ નમે તો કંઈ હું નમ્યો તે ખોટું કર્યું નહિ કહેવાય. જ્યારે આપણે હઠ કરી ત્યારે ગાયનો વધ વધ્યો. મારો અભિપ્રાય છે કે ગૌરક્ષાપ્રચારિણી સભા તે ગૌવધપ્રચારિણી સભા ગણવી જોઈએ. તેવી સભા છે તે આપણને નામોશી પહોંચાડે છે. જ્યારે ગાયની રક્ષા કરતાં ભૂલ્યા ત્યારે તેવી સભાની જરૂર પડી હશે.

મારો ભાઈ ગાયને મારવા દોડે તો મારે શું કરવું? તેને મારે મારવો કે પગે પડવું? જો તેને પગે પડવું એમ તમે કહેશો તો મુસલમાન ભાઈને પણ પગે પડવું.

ગાયને દુ:ખ દઈને ગાયનો વધ હિન્દુ કરે છે, તેને કોણ છોડાવે છે? ગાયની પ્રજાને જે પરોણા હિન્દુ મારે છે તે હિન્દુને કોણ સમજાવે છે? તેથી એક-પ્રજા થતાં આપણે અટકયા નથી.

છેવટમાં, હિન્દુ અહિંસક અને મુસલમાન હિંસક છે એ ખરું હોય તો અહિંસકનો શો ધર્મ છે? અહિંસકે કંઈ માણસની હિંસા કરવી જોઈએ એમ લખ્યું નથી. અહિંસકને તો સીધો રસ્તો છે. તેણે એકને બચાવવા બીજાની હિંસા કરવાની જ નથી. તેને તો માત્ર પાયનમન કરવાનું જ રહ્યું છે. તેમાં તેનો પુરુષાર્થ છે.

**વાચક**: અંગ્રેજો બન્ને કોમને બનવા દેશે ખરા?

**અધિપતિ**: આ સવાલ બીકણ માણસનો છે. એ સવાલ આપણી હલકાઈ બતાવે છે. બે ભાઈને બનાડવું હોય તો તેમાં કોણ ભંગ પાડી શકે છે? જો તેઓ વચ્ચે ત્રીજો માણસ તકરાર કરાવી શકે તો તે ભાઈઓને આપણે કાચા હૈયાના કહીશું. તેમ જ જો આપણે-હિન્દુ મુસલમાન કાચા હૈયાના હોઈશું તો તેમાં અંગ્રેજનો વાંક કાઢવાનો નહિ રહે. કાચો ઘડો એક કાંકરેથી નહિ તો બીજેથી ફૂટશે. તેને બચાવવાનો રસ્તો ઘડાને કાંકરાથી દૂર રાખવો એ નથી, પણ તેને પાકો કરવો કે જેથી કાંકરાનો ભય જ ન રહે. તેમ જ આપણે પાકા હૈયાના થવાનું છે. વળી બેમાંથી એક પાકા હૈયાના હોઈશું તો ત્રીજો ફાવી શકે તેમ નથી. આ કામ હિન્દુથી સહેલમાં બની શકે તેમ

છે. તેમની સંખ્યા મોટી છે. તેઓ વધારે ભણેલા છે એમ તેઓ માને છે; તો પછી તેઓ પાકું હૈયું રાખી શકે છે.

બંને કોમ વચ્ચે અવિશ્વાસ છે તેથી મુસલમાન લૉર્ડ મોર્લેની પાસે અમુક હક માગે છે. આમાં હિન્દુ શું કામ સામે થાય? જો હિન્દુ સામે થાય તો અંગ્રેજ ચમકે. મુસલમાન ધીરેધીરે વિશ્વાસ કરે અને ભાઈચારો વધે. આપણી તકરાર તેઓની પાસે લઈ જતાં આપણે શરમાવું જોઈએ. હિન્દુ આમ કરતાં કંઈ ખોવાના નથી; એ તમે તમારી મેળે હિસાબ કરી શકશો. જે માણસ બીજાની ઉપર વિશ્વાસ રાખી શકયો છે, તેણે આજ લગી કશું ખોયું નથી.

હું એમ કહેવા નથી માગતો કે હિન્દુ–મુસલમાન કોઈ દહાડો લડશે જ નહિ. બે ભાઈ ભેળા રહે ત્યારે તકરાર થાય છે. કોઈ વેળા આપણાં માથાં ફૂટશે. તેમ થવાની જરૂર હોય નહિ; પણ બધા માણસો સરખી મતિના નથી હોઈ શકતા. એકબીજા આવેશમાં આવે ત્યારે ઘણીવાર સાહસકામ કરે છે. તે આપણે સહન કરવાં પડશે. પણ આપણે તેવી તકરાર પણ મોટી વકીલાત ડહોળીને અંગ્રેજોની અદાલતમાં નહિ લઈ જઈએ. બે જણ લડયા, બન્નેનાં કે એકનાં માથાં ફૂટયાં પછી તેમાં ત્રીજો માણસ શો ન્યાય કરનાર હતો? લડશે તે ઘવાશે પણ ખરા.

## ૨. લાહોરના શીખોને સંદેશ

અકાલી પક્ષ એટલે શુદ્ધિનો આગ્રહ રાખનાર મહાન પક્ષ. ગુરુદ્વારામાં જે ગંદકી ઘૂસી ગઈ છે તેને દૂર કરવા એ લોકો અધીરા બની ગયા છે. ગુરુદ્વારાઓમાં પૂજાવિધિની સમાનતા હોવી જોઈએ એવો એમનો આગ્રહ છે. એમની આ વિષયક પ્રવૃત્તિ વર્ષોથી ચાલે છે. જ્યાં સુધી ગુરુદ્વારા આંદોલનને સંબંધ છે ત્યાં સુધી, અસહકારના આંદોલન પછી અસહકારમાં ભાગ લેનારા અને ન લેનારા બન્ને પ્રકારના શીખોની વચ્ચે સારો એવો મેળ છે. ધારો કે આખરે એવું માલમ પડે કે નાનખાનાસાબમાં અકાલી પક્ષે જે મહંતે એની પર મૂકેલા વિશ્વાસનો ભંગ કર્યો છે તેને દૂર કરવા બળનો ઉપયોગ કર્યો તો પણ ઇતિહાસ તો એ બલિદાનને વખાણવાલાયક શહીદી તરીકે જ ઓળખાવશે ...

શહીદીનું ચોક્કસ મૂલ્યાંકન કરવાનો સમય હજી પાકયો નથી. અત્યારે તો તાત્કાલિક જે પગલાં લેવાં જોઈએ તેની જ વિચારણા કરવી બરાબર છે. હું તો હિન્દી

રાષ્ટ્રીયતાની દૃષ્ટિએ જ આ કરુણ ઘટનાનો વિચાર કરું. બહાદુરીના કાર્યનો જે ગુણ છે તે માત્ર શીખોની જ નહિ પણ આખા દેશની સંપત્તિ હોવી જોઈએ. આથી મારી સલાહ તો શીખભાઈઓને તેમની ભવિષ્યની યોજના તેઓ આખા દેશને લક્ષમાં રાખીને ઘડે એ પ્રકારની જ હોઈ શકે. ખૂનીઓ સામે ન્યાય મેળવવાનો શુદ્ધ ઉપાય તો ન્યાયની માગણી ન કરવી એ જ છે. ખૂન કરનારાઓ, પછી તેઓ શીખ, પઠાણ કે હિન્દુ હોય, આપણા જ દેશબાંધવો છે. એમની સજા કાંઈ મરેલાંને જીવતા કરી શકવાની નથી. જેમના હૃદયને આઘાત પહોંચ્યો છે તેમને હું તેઓને માફ કરવા વિનતિ કરું છું. નિર્બળતાને લીધે નહિ—કારણકે તેઓ ખૂનીઓને સજા કરી શકે એટલા શકિતશાળી છે—પણ તેમની અમાપ તાકાતને કારણે. ફકત તાકાતવાળા જ માફ કરી શકે. વેર લેવાનો ઇનકાર કરીને તમારાં સ્વજનોની શહીદીને તમે વધારે ઉજ્જવળ બનાવી શકશો.

## ૩. માનવતા વિરુદ્ધ દેશપ્રેમ

શીખો પરના મારા પત્રમાં મેં તેમને તેઓ હિન્દી છે, એ દૃષ્ટિએ સલાહ આપી હતી. મેં જેમને ઉદ્દેશીને સલાહ આપી હતી, તેઓની પાસે એ પહોંચે અને તેઓ એની કદર કરે, એ દૃષ્ટિએ એ મુસદ્દો ઘડયો હતો; એ તેની મર્યાદા હતી. એમાંની જે વિચારસરણી હતી, તે બધાને માટે હરસમય કામ લાગે એવી છે. શીખોને સંબોધીને મેં જે પત્ર લખ્યો છે તે દેશપ્રેમ કે માનવતાની દૃષ્ટિથી લખ્યો હોત તો એની તાકાત ઘટી જાત. જે શીખ બિનશીખ ગુનેગારને સજા કરવા ઇચ્છતો હોય પણ શીખ ગુનેગારને બચાવવા માગતો હોય, તેને એ કહેવાની જરૂર છે કે આવી બાબતોમાં શીખ અને હિન્દી એ એકબીજાના પર્યાય શબ્દો હોવા જોઈએ. કોઈ પણ હિન્દીને અંગ્રેજોની વિરુદ્ધ જો સલાહ આપવાની હોય તો એની રાષ્ટ્રીયતાની ભાવનાને નહિ પણ માનવતાની ભાવનાને દૃષ્ટિ સમક્ષ રાખીને સલાહ આપી શકાય.

મારે એ કબૂલ કરવું જોઈએ કે અત્યારે જે પ્રકારની લાગણી પ્રવર્તે છે તે જોતાં મારા એ પત્ર વિષે અંગ્રેજના મનમાં ગેરસમજૂતી ઊભી થવાનો સંભવ છે. મારે મન દેશપ્રેમ અને માનવતા બન્ને એક જ સિક્કાની બે બાજુઓ છે. હું રાષ્ટ્રપ્રેમી છું, કારણકે હું માનવ છું, અને મારામાં માણસાઈ છે. એ બન્ને એકબીજાનો છેદ ઉડાડનારા શબ્દો નથી. હિન્દની સેવા કરવા જતાં ઈંગ્લેંડ કે જર્મનીને

હું દુ:ખ આપી શકું નહિ. મારી જીવનયોજનામાં શાહીવાદને જરાય સ્થાન નથી. દેશપ્રેમનું કાર્ય કુટુંબના વડાના કાર્ય કરતાં જુદું નથી. કોઈ પણ દેશપ્રેમી જો ઓછો માનવતાપ્રેમી હોય તો એના દેશપ્રેમનું મૂલ્ય પણ ઘણું ઘટી જાય છે. રાજકીય કાનૂન અને વ્યકિતના કાનૂન વચ્ચે કશો વિરોધ નથી. દાખલા તરીકે, કોઈ પણ અસહકારી આજે જે રીતે સરકાર જોડે વર્તે છે તેવી જ રીતે એ એના બાપની જોડે કે ભાઈની જોડે વર્તે.

## ૪. સ્વરાજની વ્યાખ્યા

મારા મનમાં સ્વરાજની જે ભાવનાઓ ઘડાતી જાય છે તે મારા વાચકો સમક્ષ રજૂ કરવાની હું રજા લઉં છું.

(૧) સ્વરાજનો અર્થ પોતાની જાતનું શાસન એવો થાય છે. જેણે આ બાબતમાં સિદ્ધિ મેળવી હોય તેણે વ્યકિત તરીકે પોતાની ફરજ બજાવી છે એમ કહી શકાય.

(૨) આપણે સ્વરાજ વિષે કોઈ ને કોઈ પ્રતીકના રૂપમાં અથવા રૂપકની દષ્ટિએ વિચાર કર્યો છે. આ દષ્ટિએ સ્વરાજ એટલે દેશની આયાત તથા નિકાસ પર; લશ્કર પર; અને અદાલત પર લોકોનો પૂરેપૂરો અંકુશ. ડિસેમ્બરમાં લીધેલી પ્રતિજ્ઞાનો આ અર્થ છે. આવા સ્વરાજમાં, બ્રિટન જોડેના સંબંધનો અવકાશ હોય પણ ખરો અને ન પણ હોય. જો પંજાબના અને ખિલાફતના પ્રશ્નોનો ઉકેલ ન આવે તો એવા સંબંધને માટે જરાય અવકાશ નથી.

(૩) આમ છતાં, આજે વ્યકિત તરીકે સાધુઓ પૂરેપૂરું સ્વરાજ ભોગવે છે, તેવું જ ભોગવે, અને આપણી પોતાની ધારાસભા હોય તો યે લોકોને એમ ન લાગે કે તેઓ સ્વરાજ ભોગવે છે કે બંધનમુકત છે. આથી સ્વરાજમાં દરેક જણને પૂરતા પ્રમાણમાં અનાજ અને કપડાં મળી રહે, તે એટલે સુધી કે એક પણ માણસ ભૂખ્યો કે નાગો ન રહે.

(૪) આવા સંજોગોમાં એવું પણ બનવાનો સંભવ છે કે એક કોમ અથવા જાતિ બીજાને દબાવવાના પ્રયત્નો કરે. આથી સ્વરાજ એટલે એવી પરિસ્થિતિનું નિર્માણ થાય કે જેમાં કોઈ જુવાન છોકરી મધરાતે, જરા જેટલીય બીક વિના, એકલી ઘૂમી શકે.

(૫) આ ચાર વ્યાખ્યાઓમાં બીજા ઘણાનો સમાવેશ થઈ જાય છે. આમ છતાં જો સ્વરાજ રાષ્ટ્રના દરેક વર્ગમાં નવી ભાવનાનો સંચાર કરે—અને એણે કરવો જ

જોઈએ—તો એનો અર્થ એ થાય કે અંત્યજોને અસ્પૃશ્ય ગણીને એમની તરફના તે રીતના વર્તાવનો અંત આવે.

(૬) બ્રાહ્મણ–અબ્રાહ્મણ ઝઘડાનો અંત.

(૭) હિન્દુ અને મુસ્લિમના હૃદયમાં જે બૂરાઈઓ રહી છે તેનો અંત. એનો અર્થ એ થયો કે, હિન્દુઓએ મુસ્લિમની લાગણીઓ આદરથી સમજી હોય, અને એમને માટે એઓ જાન આપવા તૈયાર થયા હોય. એ રીતે મુસલમાનોએ પણ હિન્દુઓની લાગણીઓનો વિચાર કર્યો હોય અને હિન્દુ માટે જાન આપવા તૈયાર હોય. મુસલમાનોએ હિન્દુઓને દુભાવવા માટે ગૌહત્યા ન કરવી જોઈએ એટલું જ નહિ, પણ એમની લાગણીને આઘાત ન પહોંચે તેથી એમણે જાતે જ ગોહત્યા બંધ કરવી જોઈએ. એ રીતે મુસલમાનોની લાગણી ન દુભાય તે માટે કશા પણ બદલાની આશા રાખ્યા વિના મસીદ આગળ વાજાં વગાડવાનું બંધ કરવું જોઈએ, અને મસીદ આગળ વાજાં વાગાડતા નથી તે માટે એમણે ગર્વ અનુભવવો જોઈએ.

(૮) સ્વરાજ એટલે હિન્દુઓ, મુસલમાનો, શીખો, પારસીઓ, ઈસાઈઓ અને યહૂદીઓ પોતાનો ધર્મ પાળી શકે અને બીજાના ધર્મ તરફ આદર રાખી શકે એવી પરિસ્થિતિ.

(૯) સ્વરાજમાં દરેક કસ્બો કે ગામડું ચોર અને લૂંટારુઓ સામે પોતાનું રક્ષણ કરી શકે અને પોતાની જરૂરિયાત પૂરતાં અનાજ અને કપડાં પોતે જ પેદા કરી શકે.

(૧૦) સ્વરાજમાં રાજા અને જમીનદારો તથા તેમની પ્રજા વચ્ચે પરસ્પર મેળ હોય. રાજા અને જમીનદારો પ્રજાને હેરાન ન કરે; અને પ્રજા રાજા તથા જમીન-દારો માટે મુશ્કેલી ઊભી ન કરે.

(૧૧) સ્વરાજમાં પૈસાદાર અને મહેનતજીવીઓને એકબીજા તરફ આદર હોય. એનો અર્થ એ થયો કે મહેનતજીવીઓ યોગ્ય વેતન મળે તો પૈસાદારોનું કામ રાજીખુશીથી કરે.

(૧૨) સ્વરાજમાં દરેક પુરુષ સ્ત્રીને મા કે બહેન જેવી ગણતો હોય અને એને માટે ખૂબ માન ધરાવતો હોય. સ્વરાજમાં ઊંચનીચના ભેદ ન હોય, અને દરેક જણ બીજા જોડે પોતાનાં ભાઈબહેન જોડે વર્તતો હોય તે જ પ્રમાણે વર્તે.

આ વ્યાખ્યાઓ પરથી એ ફલિત થાય છે કે સ્વરાજમાં (૧) સરકાર દારૂ, તાડી,

અફીણ અને એવી જાતનાં માદક દ્રવ્યોનો વેપાર નહિ થવા દે; (૨) રૂનો અને અનાજનો સટ્ટો કરવાની છૂટ નહિ આપવામાં આવે; (૩) કાનૂન તોડવાનો કોઈને અધિકાર ન હોય; (૪) સ્વેચ્છાચારને એમાં સ્થાન ન હોય, એટલે જે માણસ પર કોઈ પણ પ્રકારનો આરોપ હોય તે જાતે જ પોતાનો ન્યાય કરવા ન બેસે પણ દેશમાં કાનૂનથી જે અદાલત સ્થપાઈ હોય તેને એ બાબતનો ન્યાય કરવા દે.

## ૫. આમજનતા માટે

આપણે આપણી જાતને હિન્દુ, મુસલમાન કે ઈસાઈઓ તરીકે ભલે ઓળખાવીએ અને આપણે ગમે તે હોઈએ છતાં પણ એ બધી વિવિધતાની નીચે એકતા રહેલી છે એમાં શંકા નથી. એ બધા જુદા જુદા ધર્મની નીચે એક ધર્મ રહેલો છે. મારા અનુભવ પ્રમાણે, એવો એક સમય આવે છે કે જ્યારે આપણે મુસલમાનો, ખ્રિસ્તીઓ અને હિન્દુઓ એવો અનુભવ કરીએ છીએ કે આપણી વચ્ચે સમાનતા ઘણી બધી છે અને અસમાનતા ઘણી ઓછી છે. તો હું તમને કહું છું કે તમે તમારી જાતને પૂછો કે તમારે ગામડાઓને આપવા જેવો કોઈ સંદેશો છે? ગામડાંની સ્ત્રીઓ માટે કોઈ સંદેશો છે? મને ખાતરી છે કે તમને એ જ જવાબ મળશે કે જ્યાં સુધી તમારી કેળવણીમાં કોઈ વિશેષ તત્ત્વ નહિ હોય તો તમારી પાસે કોઈ સંદેશો નહિ હોય. એ સાચું છે કે અત્યારની કેળવણીમાં ગામડાંની સદંતર ઉપેક્ષા થઈ છે. દુનિયાના બીજા ભાગોમાં એવું નથી. દુનિયાના બીજા ભાગોમાં મેં જોયું છે કે શિક્ષણની જવાબદારી જેને શિરે છે તેઓ કૉલેજ તથા શાળાઓમાંથી ભણીને બહાર આવનારાઓ જે આમજનતાની વચ્ચે કામ કરવાનું છે તેનો પૂરો ખ્યાલ રાખે છે. જ્યારે અહીં હિન્દમાં તો મેં જોયું છે કે વિદ્યાર્થીઓ આમજનતાથી દૂર અને દૂર જ રહે છે. તમારામાંથી ઘણી છોકરીઓ તો ગરીબ માબાપને ત્યાં જન્મીને ઊછરી હશે એ વિષે મને શંકા નથી. જો તમે આ વિષે કશું સંશોધન ન કર્યું હોય તો કરી જોજો, અને તમારી જાતને પૂછજો કે તમે જે શિક્ષણ લીધું છે, તે તમે આમજનતા પાસે લઈ જઈ શકો એમ છો, અથવા તો તમારા ઘરના જીવનનો શાળાજીવન જોડે કાંઈ મેળ છે ખરો? આ અમેળ એ જ તો ખરી કરુણતા છે. આથી જ હિન્દની સારીય વિદ્યાર્થીઆલમને મેં સૂચવ્યું છે કે એઓ શાળામાં ભણે છે તેમાં જે કાંઈ ખૂટે છે તે ઉમેરવું જોઈએ. એમ થશે તો જ તેમને પોતાને સંતોષ

થશે અને આમજનતાને પણ સંતોષ થશે અને આમજનતાનું જેઓ ભલું ઇચ્છે છે તેમને પણ સંતોષ થશે.

મને એ વાતની ખબર છે કે ખ્રિસ્તી છોકરાઓ અને છોકરીઓ—બધાં નહિ તો પણ સારી એવી સંખ્યામાં તો ખરા જ—એમ માને છે કે, આમજનતા અને તેમની વચ્ચે કશું જ સમાનતત્ત્વ નથી. આવી સમજ એ ઘોર અજ્ઞાન છે. આજે કોઈ સાચો ખ્રિસ્તી એવું નહિ કહે. અને મને ખાતરી છે કે તમારા શિક્ષણની જવાબદારી જેમની ઉપર છે તેઓ પણ આમજનતાથી તમે અલગ છો એ જાતનું ખોટું શિક્ષણ તમને નહિ આપતા હોય. તમે ગમે તે ધર્મ પાળતા હો, પણ તમે હિન્દમાં જન્મ્યા છો, હિન્દનું અનાજ ખાઓ છો, અને તમારાં જીવન હિન્દમાં વ્યતીત કરો છો. જો તમે આમજનતા જોડે આત્મીયતાનો અનુભવ નહિ કરો તો તમારું જીવન અનેક રીતે અધૂરું જ રહેવાનું. તમને અને આમજનતાને બાંધનારી એ કડી કઈ છે?

## ૬. રાષ્ટ્રવાદ અને આંતરરાષ્ટ્રવાદ

મારા મત પ્રમાણે કોઈ પણ માણસ રાષ્ટ્રવાદી થયા વિના આંતરરાષ્ટ્રવાદી થઈ શકે નહિ. જ્યારે રાષ્ટ્રવાદ સિદ્ધ થાય ત્યારે જ આંતરરાષ્ટ્રીયતાની ભાવના શકય બને, એટલે કે જુદા જુદા દેશોમાં વસતા લોકો સંગઠિત બને અને જાણે એઓ બધા એક જ માનવી હોય એમ વર્તી શકે. રાષ્ટ્રીયતા બૂરી નથી પણ સંકુચિતતા, સ્વાર્થ, અલગતાની ભાવના, જે આજનાં રાષ્ટ્રોમાં નજરે પડે છે તે ખરાબ છે. દરેક રાષ્ટ્ર બીજાને ભોગે, અને બીજાના વિનાશ પર પોતાનો સ્વાર્થ સાધવા માગે છે. હું માનું છું કે હિન્દની રાષ્ટ્રીયતાની ભાવનાએ જુદો જ માર્ગ અપનાવ્યો છે. એ પોતાની જાતને એવી રીતે વિકસાવવા માગે છે કે સારીય માનવજાતિના હિતને માટે એ પોતાનો બુલંદ અવાજ કાઢી શકે. ખેર, મારી રાષ્ટ્રીયતા અને દેશપ્રેમની ભાવના વિષે કોઈ અનિશ્ચિતતા નથી. પરમાત્માએ હિન્દના લોકોની વચ્ચે મારું નિર્માણ કર્યું છે તો જો હું એમની સેવા ન કરું તો મારા સર્જક પ્રત્યેની એ મારી બેવફાઈ ગણાય, અને મારી ઈશ્વરસેવામાં કચાશ આવે. જો હું મારા દેશવાસીઓની સેવા ન કરી શકું તો હું માનવતાની સેવા શી રીતે કરી શકવાનો હતો. જો હું મારા દેશની સેવા કરતો હોઉં અને બીજા દેશોને નુકસાન ન કરતો હોઉં તો હું અવળે માર્ગે નથી.

## ૭. પાપનો તિરસ્કાર કરો, પાપીનો નહિ

આપણા દેશ તરફ પ્રેમ રાખીને, આપણા દેશ પર જે રાજ્ય કરે છે અને જેઓનું રાજ્ય આપણને ખપતું નથી, એટલું જ નહિ પણ આપણા હૃદયના ઊંડાણમાંથી જેમના શાસન તરફ આપણને નફરત છે તે લોકો તરફ તિરસ્કાર ન થાય, એવી સ્થિતિ સંભવિત છે ખરી? આનો જવાબ ઘણા નવજવાનોના હૃદયમાં રહેલો છે કે આપણા દેશ તરફ પ્રેમ રાખવો અને આપણા દેશ પર જે રાજ્ય કરે છે તેમની તરફ ધિક્કાર ન હોવો એ અસંભવિત છે. પોતાનો આ અભિપ્રાય ઘણા ખુલ્લી રીતે જાહેર કરે છે, તો ઘણા એ અભિપ્રાય અનુસાર વર્તન પણ કરે છે, ઘણા ખાનગીમાં એવું મંતવ્ય ધરાવતા હોય છે, અને એ મંતવ્યને પોષણ આપતા હોય છે.

૧૯૧૫માં હું હિન્દમાં આવ્યો ત્યારથી નહિ પણ જ્યારથી જાહેર જીવનમાં અને લોકસેવાના કાર્યમાં મેં પ્રવેશ કર્યો ત્યારથી આ પ્રશ્નનો મેં અભ્યાસ કર્યો છે, એટલે કે ૧૮૯૪થી. પણ હું એવા દૃઢ નિર્ણય પર આવ્યો છું, કે દેશ માટેનો પ્રેમ, એટલે કે રાષ્ટ્રીયતા અને જેઓ આપણા પર રાજ્ય કરે છે, અને જેમનું શાસન અને રીતિ આપણને પસંદ નથી તેમની તરફ પ્રેમ એ બન્ને સુસંગત છે. મારા દક્ષિણ આફ્રિકાની સરકાર જોડેના, અથવા વધારે ચોક્કસાઈથી કહું તો તે સમયની નાતાલ સરકાર જોડેના, પછી ટ્રાન્સવાલ સરકારના, અને તે પછી યુનિયન સરકાર જોડેના સંઘર્ષમાં આ પ્રશ્ન મારી સામે આવી ઊભો રહેલો. એ ઉપખંડમાં આપણા દેશવાસીઓ જે કારમી દુર્દશા ભોગવતા હતા, એમને ગુલામ જેવી અવસ્થામાં દક્ષિણ આફ્રિકામાં રહેવું પડતું હતું, તેની તમારામાંથી ઘણાને ખબર તો હશે જ. જો માનવી પોતાના મનની સ્વસ્થતા ન જાળવે તો એ દુર્દશા જ માણસને ધિક્કાર તરફ વાળે. ત્યાં તમારી ચામડીનો રંગ સફેદ ન હોય તેથી જ તમારે અન્યાયના ભોગ થવું પડતું હોય છે. ત્યાંથી તમે જ્યારે હિન્દમાં આવો ત્યારે એવું નહિ તો લગભગ એવું જ અનુભવો. અને એ કારણે જ દેશને માટે પ્રેમ તથા તમે જેને વાઘ માનતા હો તેની પ્રત્યે પણ પ્રેમ રાખવો એ બન્ને લાગણીઓ એકીસાથે રાખવાનું ઘણું મુશ્કેલ બની જાય. તમારી વિચારસરણી ન્યાયી અને યોગ્ય છે કે ન્યાયી કે યોગ્ય નથી એ મુદ્દાની વાત નથી. મુદ્દાની વાત તો એ છે કે, તમારા મન પર એવી છાપ પડી

છે કે તમે જાલીમના અત્યાચારના ભોગ બન્યા છો, અને તમારી પર બેહદ અન્યાય થઈ રહ્યો છે. આવું હોય તો પછી તમે વાઘને શી રીતે ચાહી શકો?

આ જ વાતને હું બીજી રીતે રજૂ કરું: તમે વાઘને ચાહો એ જરૂરી નથી. પણ પ્રેમ એ સક્રિય શકિત છે, અને આજનો પ્રશ્ન એ છે કે વાઘને ધિક્કારવો જરૂરી છે? આપણી રાષ્ટ્રપ્રેમની ભાવનામાં ધિક્કારને સ્થાન છે ખરું? તમે ન ચાહો એ સમજી શકાય. પણ ધિક્કાર શું હોવો જ જોઈએ? આ પ્રશ્નનો જવાબ ઘણા માણસના મનમાં એવો જ છે કે તમારા હૃદયમાં ધિક્કાર પણ હોવો જ જોઈએ. આ વિષે હું આગળ તમને કહી ગયો છું. હું એવા કેટલાક માણસોને જાણું છું કે જેઓ વાઘને ધિક્કારવાની પોતાની ફરજ સમજે છે અને પોતાના મંતવ્યના સમર્થનમાં તેઓ અત્યારનાં રાજ્યબંધારણો; યુરોપની ગઈ વિનાશક લડાઈ; ઇતિહાસમાં તેઓ જેને વિષે ભણ્યા હોય તે લડાઈઓ વગેરે ટાંકે છે. તેઓ કાનૂન તરફ પણ આંગળી ચીંધે છે અને કહે છે કે સમાજ ખૂનીને ફાંસીને માચડે લટકાવે છે. એ સર્વે કંઈ પ્રેમનાં દૃષ્ટાન્તો નથી. જેને માટે ફાંસીની સજા થઈ શકે એવા ગુના કર્યા હોય છતાં આપણે આપણા બાપને કે સગાંવહાલાંને શું નહિ ચાહીએ? આપણે એ લોકો સુધરે તે માટે પ્રાર્થના કરીએ, એ લોકોને સજા થાય તે માટે પ્રાર્થના નહિ કરીએ. આમ છતાં, એવા મતને ન્યાયી ગણવામાં આવે છે કે જો પ્રચલિત કાનૂનમાંથી, સજાને નાબૂદ કરવામાં આવે, મુલતવી રાખવામાં આવે કે પાછી ખેંચવામાં આવે તો સમાજ-વ્યવસ્થા વેરણછેરણ થઈ જાય. આવાં બધાં દૃષ્ટાન્તો એમની સામે હોય એટલે જુવાનો ઝડપથી એવો નિર્ણય લે કે જે લોકો રાષ્ટ્રભાવનામાં ધિક્કારને સ્થાન નથી એમ માનતા હોય તો તે ખોટા છે. હું એમાં એ લોકોનો દોષ નથી જોતો. મને એમની દયા આવે છે, મને એમની તરફ હમદર્દી છે. આમ છતાં મારા મનમાં એ વિષે જરા જેટલી પણ શંકા નથી કે એ લોકો ઘણા મોટા ભ્રમમાં જીવે છે. અને જ્યાં સુધી તેઓ એ ભ્રમણામાં હશે ત્યાં સુધી હિન્દની કે દુનિયાની પ્રગતિ થઈ શકવાની નથી. એ લોકોના વર્તનને ન્યાયી ઠેરવવા ઉપર મેં જે દૃષ્ટાન્તો આપ્યાં છે તે બધાં ટાંકી શકાય પણ એનું ઝાઝું મહત્ત્વ નથી.

આજે દુનિયા વેરભાવથી કંટાળી ગઈ છે. પશ્ચિમના દેશોમાં આવો કંટાળો સ્પષ્ટ રીતે આપણે જોઈ શકીએ છીએ. આપણે એ પણ જોઈએ છીએ કે વેર-ભાવનું ગાણું માનવને લાભકર્તા થઈ પડયું નથી. આવી પરિસ્થિતિમાં પલટો લાવ-

વાનું અને દુનિયાને નવો રાહ બતાવવાનું પુણ્યકાર્ય કરવાની હિન્દ આગેવાની લે એમ આપણે ઇચ્છીએ. ત્રીસ કરોડ માણસો એક લાખ અંગ્રેજને ધિક્કારે એ જરૂરી છે ખરું? એ મુદ્દાનો પ્રશ્ન આજે હું છણવા માગું છું. મારા નમ્ર મત પ્રમાણે એક ક્ષણને માટે અંગ્રેજો તરફ ધિક્કાર રાખવો એ માનવજાતના ગૌરવને અને હિન્દના ગૌરવને હીણપત લગાડનારી વૃત્તિ છે. એનો અર્થ એવો હરગિઝ નથી કે અંગ્રેજ રાજકર્તાઓ જે પારાવાર જુલમ હિન્દવાસીઓ પર કરે છે તે તરફ આંખ-મીંચામણાં કરવાં. એથી જ પાપ અને પાપી વચ્ચે મેં સીમારેખા દોરી આપી છે. આપણે પાપને ધિક્કારવાનું છે, પાપીને નહિ. આપણામાં, આપણા બધામાં બૂરાઈ રહેલી છે. છતાં આપણે દુનિયા પાસે એ અપેક્ષા રાખીએ છીએ કે દુનિયા આપણી જોડે ખામોશથી વર્તે, નરમાશથી વર્તે, અને આપણને ક્ષમા આપે એમ આપણે ઈચ્છીએ છીએ. હું દુનિયા પાસે આપણે જે જાતના વર્તનની અપેક્ષા રાખીએ છીએ તે જ જાતનું વર્તન આપણે અંગ્રેજો તરફ રાખીએ એમ ઇચ્છું છું. ઈશ્વર જાણે છે કે અંગ્રેજ શાસકોનાં અપકૃત્યો વિષે અને આપણે જે ભ્રષ્ટાચાર-વાળી સરકારની હકૂમત નીચે કચડાઈએ છીએ તે વિષે મારા જેટલી નીડરતાથી અને ઉગ્રતાથી મારા જેટલું કોઈ કદાચ ભાગ્યે જ બોલ્યું હશે. ધિક્કારમુક્ત મારી વૃત્તિ અને મારી જાત માટે હું વ્યકિતગત રીતે કહી શકું કે, જેઓ પોતાની જાતને મારા દુશ્મન માનતા હોય તેમની પ્રત્યેનો મારો પ્રેમ, તેમના દોષો તરફ મને આંખમીંચા-મણાં કરવા દેતો નથી. આપણે જેને ચાહતા હોઈએ તેના સાચા અથવા કાલ્પનિક ગુણોને લીધે જ એ પ્રેમ હોય તો એ સાચો પ્રેમ નથી. જો હું મારી જાતને વફાદાર હોઉં, જો હું માનવજાત તરફ વફાદાર હોઉં, જો હું માનવતાને વફાદાર હોઉં તો માન-વમાં જે કાંઈ અવગુણો હોય, જે કાંઈ મર્યાદાઓ હોય તે મારે પૂરી રીતે સમજવાં જ જોઈએ, મારા વિરોધીઓની નબળાઈઓ મારે જાણવી જોઈએ, તેમના દુર્ગુણોથી મારે પરિચિત થવું જોઈએ, એ બધું જાણ્યા છતાં એમની પ્રત્યે તિરસ્કાર ન કેળ-વવો જોઈએ, પણ પ્રેમ રાખવો જોઈએ. પ્રેમની પોતાની શકિત છે. પશુબળનો તો આપણને પેઢીઓથી વારસો મળતો આવ્યો છે. આપણે એનો ઉપયોગ પણ કર્યો છે, અને યુરોપ અને દુનિયાની એને કારણે કેવી હાલત થયેલી છે તે આપણે જાણીએ છીએ. યુરોપીય સંસ્કૃતિનો ઝગમગાટ આપણને આંજી શકવાનો નથી. એને જરા ઊંડી ખણો તો તમને માલમ પડશે કે એમાં પસંદ કરવા જેવું કશું નથી.

## ૮. માનવની બંધુતા

મારું ધ્યેય ફક્ત હિન્દની આઝાદી નથી, જો કે આજે એ કાર્ય મારું સમગ્ર જીવન અને મારો બધો સમય લઈ લે છે. પણ હિન્દની આઝાદીની પ્રાપ્તિ પછી માનવની બંધુતાને હાંસલ કરવા હું મંડી પડવાનો છું. મારો દેશપ્રેમ એકાંગી નથી. એ વ્યાપક છે, અને જે બીજા દેશોનાં શોષણ અને દુઃખ પર નભતો હોય તેવો દેશપ્રેમ મને ખપતો નથી. જો હમેશાં અને દરેક બાબતમાં, કશાય અપવાદ સિવાય માનવતાના વ્યાપક કલ્યાણ જોડે સુસંગત ન હોય તો મારા દેશપ્રેમની કશી જ કિંમત નથી; એટલું જ નહિ પણ મારો ધર્મ અને મારો દેશપ્રેમ કે જે મારા ધર્મમાંથી પ્રગટ થયો છે એ સારીય ચેતનસૃષ્ટિને સ્પર્શે છે. મારે આપણે જેને માનવી કહીએ છીએ તેની જોડે જ બંધુતા કે એકતાનો અનુભવ કરવાનો નથી, પણ મારે તો સમગ્ર ચેતનસૃષ્ટિ સાથે—જે જમીન પર સરકતાં હોય તેવાં પ્રાણીઓ સાથે પણ—એકતા સાધવી છે. હું તમને આઘાત આપવા નથી ઇચ્છતો પણ મારે તો જીવજંતુ જોડે પણ એકતા સાધવી છે, કારણ કે એમને અને આપણને એક ઈશ્વરે સર્જ્યાં છે, અને તેથી બધાં ચૈતન્ય તત્ત્વો, પછી તે ગમે તે રૂપમાં કે આકારમાં હોય, તેઓ મૂળભૂત રીતે એક જ છે. આથી માનવની બંધુતા એ મારું ધ્યેય છે એમ જણાવવા માટે તમારે મને યશ આપવો હોય તો આપજો.

## ૯. પૂર્ણ સ્વરાજ

પૂર્ણ એટલે કે પૂરેપૂરું. એનો અર્થ એ થયો કે એ જેટલું રાજાનું હોય તેટલું ખેડૂતનું હોય, જેટલું જમીનદારનું હોય તેટલું જ ભૂમિહીન ખેતમજૂરોનું હોય, જેટલું હિન્દુનું હોય તેટલું જ મુસલમાનનું હોય, જેટલું જૈનોનું હોય તેટલું જ પારસી, ખ્રિસ્તી, શીખ અને યહૂદીઓનું હોય. એમાં જાતિ, સંપ્રદાય કે જીવનના દરજ્જાની વિચારણા જ હોય. એ શબ્દનો અર્થ જ, અને એ સ્વરાજની સિદ્ધિ માટે આપણે સત્ય અને અહિંસાનાં જે શસ્ત્રોનો આશરો લીધો છે, તે સ્વરાજ કેટલાક માટે ઘણું અને કેટલાક માટે થોડું, કોઈની પ્રત્યે પક્ષપાતી તો કોઈની તરફ પૂર્વગ્રહયુકત, કોઈ પણ હિસાબે અંશમાત્ર પણ હોઈ શકે જ નહિ. સત્ય અને અહિંસામાં કોઈ પણ જાતના જુઠ્ઠાણાંને કે છેતરપિંડીને સ્થાન નથી. કૉન્ગ્રેસે આખી દુનિયાનું ધ્યાન એટલા માટે ખેંચ્યું છે કે કોઈ પણ

દેશે અત્યાર સુધી નહિ વાપરેલાં હથિયારો વડે આઝાદી મેળવવાની એણે પ્રતિજ્ઞા લીધી છે. અત્યાર સુધી આઝાદી મેળવવાની એક જ રીતથી દુનિયા પરિચિત હતી અને તે શસ્ત્રની તાકાત. પણ એને અને દુનિયાને સદ્ભાગ્યે હિન્દે આઝાદીપ્રાપ્તિ માટે સત્ય અને અહિંસાની રીત અખત્યાર કરી છે. ઇતિહાસમાં એ અનોખો પ્રયોગ છે; અને જે દુનિયા શરૂઆતમાં આ પ્રયોગને શંકાથી જોતી હતી, તે આજે હિન્દના અહિંસક પ્રયોગને અધ્ધર શ્વાસે જોઈ રહી છે. સશસ્ત્ર યુદ્ધમાં કાયરતા તથા દગાબાજીને સ્થાન છે, પણ અહિંસક યુદ્ધમાં સત્ય અને ન્યાય સિવાય બીજાં હથિયારોને સ્થાન જ નથી. આ સાધનોથી પ્રાપ્ત કરેલું સ્વરાજ કોઈ પણ નાની કે મોટી જાતિના હકો છિનવી લઈને ન રચાયું હોય, પણ તેમાં ગરીબમાં ગરીબ અને નબળામાં નબળાને ન્યાય મળે અને તેનું પૂરું ધ્યાન અપાતું હોય, અને દરેકની પ્રત્યે પ્રેમભર્યો વર્તાવ હોય. આવું હોય ત્યારે કૉન્ગ્રેસ એક નાના બાળકને પણ પોતાનાથી દૂર શી રીતે રાખી શકે?

## ૧૦. હિન્દ અને જગત

આપણે બધા એક જ ચિત્રકારની પીંછીથી ચીતરાયા છીએ. આપણે સર્વે મહાન માનવકુટુંબના સભ્યો છીએ. એમાં કશો પણ ભેદભાવ રાખવાનો હું ઇનકાર કરું છું. એથી હિન્દવાસીઓ અન્ય દેશોના લોકો કરતાં ચડિયાતા છે એવો દાવો કરવો એ બેહૂદું છે. આપણામાં અને અન્ય લોકોમાં સરખા જ ગુણો અને સમાન દુર્ગુણો ભરેલા છે. માનવજાત કંઈ એવા અલગ અલગ વાડાઓમાં વહેંચાઈ ગઈ નથી કે આપણે એકમાંથી બીજામાં ન જઈ શકીએ. ભલે ને તેઓ હજાર જુદા જુદા ખંડોમાં રહેતા હોય, પણ આખરે તો બધા ખંડો એક જ મકાનના છે. હું એમ તો હરગિજ નહિ કહું કે ભલે આખી દુનિયાનો વિનાશ થાય, અમારું તો હિન્દ જ સર્વસ્વ છે. એ મારો સંદેશો હોઈ શકે નહિ, મારો સંદેશો તો એવો હોય કે દુનિયાનાં બધાં રાષ્ટ્રો જોડે પૂરો મેળ ખવડાવીને પછી ભલે ભારત મારું સર્વસ્વ બને. દુનિયાના હિન્દને નામે ઓળખાતા છોટાશા પ્રદેશમાં વસતા માનવકુટુંબની તરફ જ નહિ, પરન્તુ સારીયે દુનિયામાં વસતા માનવકુટુંબ તરફ મને સદ્ભાવ હોય તો જ હું હિન્દને અને એની આઝાદીને સુરક્ષિત રાખી શકું. ભલે બીજા દેશોની સરખામણીમાં હિન્દ મોટું હોય પણ વિશાળ દુનિયામાં કે વિશ્વમાં હિન્દુસ્તાનની વિસાત કેટલી?

# ૨. ધર્મોની સંવાદિતા

## ૧૧. ધર્મ અને દેશ

...એક રીતે એ વિધાન સાચું છે કે હું મારા ધર્મને મારા દેશ કરતાં વધારે વહાલો ગણું છું અને તેથી હું હિન્દુ પહેલો છું અને રાષ્ટ્રપ્રેમી પછી. આ કારણે ઘણા દેશપ્રેમી લોકો કરતાં હું ઓછો દેશપ્રેમી નથી ઠરતો. આમ કહેવાથી હું એ જ સમજાવવા માગું છું કે મારા ધર્મનું હિત અને મારા દેશનું હિત બન્ને એક જ છે. એવી જ રીતે જ્યારે હું એમ કહું છું કે હું મારી મુક્તિને, બીજા બધાં કરતાં—મારા દેશની મુક્તિ કરતાં પણ વધારે મહત્ત્વની ગણું છું, એનો અર્થ એ નથી કે હિન્દુસ્તાનની રાજકીય કે બીજી કોઈ પણ જાતની મુક્તિનો મારે ભોગ આપવો પડે. પણ એનો એવો અર્થ તો ખચિત જ થાય કે એ બન્ને સાથેસાથે જ જતા હોય છે.

## ૧૨. મારું ધ્યેય

પયગંબરોની સાથેસાથે મારું નામ બોલાય તેને માટે હું મારી જાતને યોગ્ય માનતો નથી. હું તો સત્યનો વિનમ્ર શોધક છું. આ જન્મમાં મોક્ષ મેળવવાને, મારા આત્માને ઓળખવાને હું અધીરો બની ગયો છું. મારી દેશસેવા એ મારા દેહના બંધનમાંથી આત્માને મુક્ત કરવાની તાલીમનો એક ભાગ છે. આ રીતે જોતાં મારી દેશસેવા નરી સ્વાર્થવૃત્તિ ગણી શકાય. મારે જેનો વિનાશ થવાનો છે એવી દુનિયાનું રાજ્ય નથી જોઈતું. મારે તો સ્વર્ગનું રાજ્ય એટલે મોક્ષ જોઈએ છે. એ ધ્યેયને હાંસલ કરવા મારે ગુફામાં ભરાઈ બેસવાની જરૂર નથી. જો મને એનું જ્ઞાન થાય તો એ ગુફા મારામાં જ રહેલી છે. ગુફામાં રહેનાર માણસ હવાઈ કિલ્લા બાંધી શકે, પણ જનકની જેમ મહેલમાં રહેનારને કિલ્લા બાંધવાની જરૂર નથી. ગુફામાં રહેનાર જે વિચારની પાંખે આખી દુનિયાને ઘૂમી વળે છે, તેના ચિત્તમાં શાંતિ હોતી નથી. જ્યારે જનક કે જે અનેક પ્રકારના વૈભવની વચ્ચે રહેતો હોય તે કલ્પનામાં પણ ન આવે એવી શાંતિ ભોગવતો હોય. મારે માટે તો મુક્તિનો માર્ગ મારા દેશની અને દેશ દ્વારા સારીય માનવજાતની સેવાના કાર્યમાં સતત મંડયા રહેવાનો છે. હું

તો જે જે ચેતનતત્ત્વ છે તે બધાની જોડે આત્મીયતા કેળવવા માગું છું. ગીતાના શબ્દોમાં કહું તો મિત્ર અને વેરી બન્નેની જોડે હું શાંતિથી રહેવા ચાહું છું. આથી, મુસલમાન, હિન્દુ કે ઈસાઈ મારો તિરસ્કાર કરે કે મને ધિક્કારે, તેમને હું ચાહવા માગું છું અને તેમની સેવા કરવા માગું છું—જેવી રીતે મારી પત્ની કે મારો છોકરો મને ધિક્કારતો હોય અને એને હું ચાહતો હોઉં છું તેમ. આ રીતે મારો દેશપ્રેમ એ શાશ્વત સ્વતંત્રતા તથા શાશ્વત શાંતિને ધામે પહોંચવા માટેની વાટનો વિસામો છે. આથી સ્પષ્ટ થશે કે ધર્મથી અલગ એવી મારી દેશપ્રેમની ભાવના નથી. તે તો ધર્મની સેવાનું એક સોપાન છે. ધર્મ વિનાનું રાજકારણ એ તો મોતની ખાઈ છે, જે આત્માને મારી નાખે છે.

## ૧૩. ઝનૂનની મૂર્તિપૂજા

હું સાચા અર્થમાં મૂર્તિપૂજક તેમ જ મૂર્તિભંજક પણ છું. મૂર્તિપૂજા પાછળની જે ભાવના છે તેની મને કિંમત છે. એ માનવજાતની ઉન્નતિમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. આપણી ભૂમિમાં જે હજારો મંદિરો છે તેને મારો જાન આપીને પણ બચાવવાની મારામાં શકિત હોય એમ હું ઈચ્છું છું. મુસલમાનો જોડેના મારા સહકારનો અર્થ એ છે કે મારી મૂર્તિઓ અને મારાં મંદિરો પ્રત્યે તેઓ પૂરી સહિષ્ણુતાથી વર્તે. હું મૂર્તિભંજક એ અર્થમાં છું કે મૂર્તિપૂજાના તે સ્વરૂપને હું ભાંગવા માગું છું કે જે પોતાની દેવને પૂજવાની રીત સિવાય બીજાની દેવપૂજાની ગુણવત્તા ન જોવા જેટલા ઝનૂની હોય. જે દેવને નાનાસરખા પથ્થરના કે સોનાના આકારમાં જોતા હોય તેમના સ્થૂલ સ્વરૂપ કરતાં આ ઝનૂનની મૂર્તિપૂજા વધારે ભયાનક છે.

## ૧૪. ઇશ્વર એક છે

આ ક્ષણે ખરી જરૂર એક ધર્મની નહિ પણ પરસ્પર સન્માનની લાગણી અને જુદા જુદા ધર્મોના અનુયાયી તરફ સહિષ્ણુતાની છે. આપણે બધા ધર્મોને મૃતવત્ એક સપાટી પર નથી લાવવા માગતા. આપણે વિવિધતામાં એકતા કરવી છે. પૂર્વપરંપરાને તોડવાના, અથવા વંશના સંસ્કારો તથા હવા, પાણી અને બીજા સંયોગોની અસરને લઈને પડેલા રિવાજોને નાબૂદ કરવાના બધા પ્રયત્નો નિષ્ફળ જશે એટલું જ નહિ, પણ તે અધર્મ છે. બધા ધર્મોનો આત્મા એક છે, પણ તે અનેક

આકૃતિઓમાં મૂર્તિમાન થાય છે. આ વસ્તુ કાળના અંત સુધી કાયમ રહેશે. ડાહ્યા માણસો બહારના કલેવરની અવજ્ઞા કરી, જુદા જુદા સ્વરૂપોમાં રહેલા આત્માને જ જોશે. મુસલમાનો પોતાની જ કલ્પનાના ઇસ્લામને દુનિયાનું સામ્રાજ્ય સોંપવાની અભિલાષા રાખે એ જેટલું મિથ્યા છે તેટલું જ હિન્દુઓ ઇસ્લામ, ખ્રિસ્તી ધર્મ અને પારસી ધર્મને હિન્દુસ્તાનમાંથી હાંકી કાઢવાની અભિલાષા રાખે એ મિથ્યા છે. પણ એક જ ઈશ્વર અને તેના પયગંબરોની અનંત પરંપરાની માન્યતાથી જો ઇસ્લામને સંતોષ થતો હોય તો આપણે બધા મુસલમાન છીએ; પણ તેમ જ આપણે બધા હિન્દુ અને ખ્રિસ્તી પણ છીએ. સત્ય એ કોઈ પણ ધર્મની એકાંતિક સંપત્તિ નથી.

## ૧૫. સહિષ્ણુતા

આપણું લક્ષ તો સહિષ્ણુતા હોવું જોઈએ. જો આપણે સૌ એક મતના થઈએ તો એ ઉદાર ગુણને માટે ક્યાં અવકાશ રહે છે? પણ સૌ એક મતના થાય એ આકાશપુષ્પવત્ છે. એકબીજાના મતને સહન કરી લેવા એ જ વસ્તુ આપણે માટે શક્ય જણાય છે. મારા મુસલમાન મિત્રોના મત પ્રમાણે હું જન્મથી મૂર્તિપૂજક, જન્મથી અવતાર અને પુનર્જન્મને માનનારો—મારે મૂર્તિપૂજામાં ન માનનારા, અવતારને ન માનનારા અને કદાચ પુનર્જન્મમાં પણ ન માનનારા મુસલમાનોને માટે સહિષ્ણુતા કેળવવી જ જોઈએ. અવતારમાં માનનારો હું, ઈશુ જ એક પરમેશ્વર હતો અથવા ઈશુ જ ઈશ્વરનો એક પુત્ર હતો એમ નથી માનતો. પણ મારે મારા ખ્રિસ્તી મિત્રો ઈશુને જ ઈશ્વરરૂપ માને છે એ સહન કરવું જોઈએ અને તે જ પ્રમાણે મુસલમાનો અને ખ્રિસ્તીઓએ કન્યાકુમારી અને જગન્નાથને હું પ્રણિપાત કરું તે સહન કરવું જોઈએ. એ સહિષ્ણુતાનો કાળ મારા પોતાના જમાનામાં જ હું આવતો જોઉં છું, કારણ અહિંસાધર્મના મૂળમાં સહિષ્ણુતા રહેલી છે. સત્યધર્મના મૂળમાં પણ એ જ સહિષ્ણુતા રહેલી છે. ઈશ્વરની જેમ સત્ય પણ સહસ્રવિધ છે. પણ સત્ય શું છે તે વિષેનો મારો જ મત ખરો અને બીજાનો ખોટો એવી હઠ મારાથી ધરી નહિ શકાય.

## ૧૬. કન્યાકુમારીનાં દર્શન

મૂર્તિપૂજાનો માર્ગ બતાવી એક ઈશ્વરના અનેક ન બનાવ્યા; પણ મનુષ્ય એક ઈશ્વરને તેના અનેકાનેક રૂપે પૂજી શકે છે ને પૂજ્યે જશે એ વસ્તુ શોધીને તે

જગતને બતાવી. ભલે ખ્રિસ્તી કે મુસલમાન પોતાને મૂર્તિપૂજક ન માને, પણ પોતાની કલ્પનાને પૂજનાર પણ મૂર્તિપૂજક જ છે. મસ્જિદ કે ગિરજાઘર એ પણ એક પ્રકારની મૂર્તિપૂજા જ છે. ત્યાં જ જઈ હું વધારે પવિત્ર થાઉં એ કલ્પનામાં મૂર્તિપૂજા છે ને તેમાં કંઈ દોષ નથી. કુરાનમાં કે બાઈબલમાં જ ઈશ્વરનો સાક્ષાત્કાર છે એવી કલ્પના એ પણ મૂર્તિપૂજા છે ને તે નિર્દોષ છે. હિન્દુ તેથી આગળ જઈ કહે છે કે જેને જે રૂપે ગમે તે રૂપે તે ઈશ્વરને પૂજે.

## ૧૭. હિન્દુપણું

હું જે બધા ધર્મોને જાણું છું તેમાં હિન્દુ ધર્મ મને વધારેમાં વધારે સહિષ્ણુ લાગ્યો છે. કોઈ પણ જાતના જડ નિયમનો અભાવ હોવાથી એ મને ખૂબ આકર્ષે છે, કારણકે એથી આત્માભિવ્યકિતને ખૂબ બહોળો અવકાશ મળી રહે છે. એ ધર્મ એકાંગી ન હોવાથી એ પોતાના અનુયાયીઓને બીજા બધા ધર્મો તરફ આદરભાવ કેળવતાં શીખવે છે એટલું જ નહિ, પણ બીજા ધર્મોમાં જે કંઈ સારું હોય તેને વખાણવાની અને સમાવી લેવાની વૃત્તિ પણ કેળવે છે. અહિંસા બધા ધર્મોમાં સમાન તત્ત્વ છે, આમ છતાં એની ઊંચામાં ઊંચી અભિવ્યકિત અને વધારેમાં વધારે અમલ, મેં હિન્દુ ધર્મમાં થતાં જોયાં છે. (હું જૈન અને બુદ્ધ ધર્મને હિન્દુઓથી અલગ નથી માનતો.) હિન્દુપણું માત્ર ફકત બધા માનવજીવોની એકતામાં જ આવીને સમાયું નથી, પણ સારીય જીવસૃષ્ટિ જોડેની એકતામાં માને છે. માનવતાની ઉત્ક્રાંતિમાં એની ગૌપૂજાએ એક અનોખો ફાળો આપ્યો છે. જીવમાત્ર જોડેની એકતાની ભાવનાનું એ વ્યાવહારિક રૂપ છે, અને તેથી એમાં જીવમાત્રની પવિત્રતાનું દર્શન થાય છે. એ માન્યતામાંથી જ આત્માના દેહપરિવર્તનની ભાવના પ્રગટી છે. અંતમાં વર્ણાશ્રમધર્મના સિદ્ધાંતની શોધ સત્ય માટેની એકધારી ખોજનું પરિણામ છે.

## ૧૮. વ્યાપક સહિષ્ણુતા

માત્ર હિન્દુસ્તાનના નહિ પણ દુનિયાના બધા ધર્મોના માણસો એકબીજાના સંપર્કમાં આવીને વધારે સારા માણસો બને, એમ હું હૃદયપૂર્વક ઇચ્છું છું; અને જો એમ બને તો આજે છે તેના કરતાં દુનિયા જ્યાં રહેવાનું મન થાય એવી જગ્યા

બને. હું અતિવ્યાપક સહિષ્ણુતા રાખવા આગ્રહ સેવું છું, અને એની સિદ્ધિ માટે સતત મંડ્યો રહું છું. હું લોકોને દરેક ધર્મની પરીક્ષા એના ધાર્મિક પુરુષો પરથી કરવા કહું છું. મારા સ્વપ્નનું હિન્દુસ્તાન એક ધર્મનો વિકાસ કરનારું ન હોય એટલે એ પૂર્ણરૂપથી હિન્દુ, પૂર્ણરૂપે મુસલમાન કે પૂર્ણરૂપે ખ્રિસ્તી ધર્મને અનુસરનારું ન હોય, પણ એમાં દરેક ધર્મના અનુયાયી તરફ સહિષ્ણુતાની ભાવના પ્રવર્તતી હોય, અને દરેક ધર્મના અનુયાયીઓ એકબીજા જોડે સલાહસંપથી રહેતા હોય.

## ૧૯. ધર્મોની સમાનતા

સહિષ્ણુતા અંગ્રેજી શબ્દ 'ટૉલરેશન'નો અનુવાદ છે. એ મને ગમ્યો ન હતો, પણ બીજું નામ સૂઝતું ન હતું. બીજા ધર્મોને સહન કરવામાં તેમની ઊણપ માની લેવામાં આવે છે. અહિંસા આપણને બીજા ધર્મો પ્રત્યે સમભાવ શીખવે છે. બીજા ધર્મો પ્રત્યે સમભાવ રાખવાના મૂળમાં પોતાના ધર્મની અપૂર્ણતાનો સ્વીકાર આવી જ જાય છે, અને સત્યની આરાધના, અહિંસાની કસોટી એ જ શીખવે. સંપૂર્ણ સત્ય જો આપણે જોવું હોય તો પછી સત્યનો આગ્રહ શો? તો તો આપણે પરમેશ્વર થયા, કેમકે સત્ય એ જ પરમેશ્વર છે એવી આપણી ભાવના છે. આપણે પૂર્ણ સત્યને ઓળખતા નથી તેથી તેનો આગ્રહ રાખીએ છીએ. તેથી જ પુરુષાર્થને અવકાશ છે. આમાં આપણી અપૂર્ણતાનો સ્વીકાર આવ્યો. જો આપણે અપૂર્ણ તો આપણે કલ્પેલો ધર્મ પણ અપૂર્ણ. સ્વતંત્ર ધર્મ સંપૂર્ણ છે. તે આપણે જોયો નથી, જેમ ઈશ્વરને જોયો નથી. આપણે માનેલો ધર્મ અપૂર્ણ છે ને તેમાં નિત્ય ફેરફારો થયા કરે છે, થયા કરવાના. આમ થાય તો જ આપણે ઉત્તરોત્તર ચડી શકીએ. સત્ય પ્રતિ, ઈશ્વર પ્રતિ રોજ ને રોજ આગળ જતા જઈએ અને જો મનુષ્યકલ્પિત બધા જ ધર્મો અપૂર્ણ માનીએ તો પછી કોઈને ઊંચનીચ માનવાપણું રહેતું નથી. બધા સાચા છે પણ બધા અપૂર્ણ છે, તેથી દોષને પાત્ર છે. સમભાવ હોવા છતાં આપણે તેમાં દોષ જોઈ શકતા હોઈએ, પોતાનામાં પણ દોષ જોઈએ. એ દોષને લીધે તેનો ત્યાગ ન કરીએ, પણ દોષ ટાળીએ. આમ સમભાવ રાખીએ, એટલે બીજા ધર્મોમાં જે કંઈ ગ્રાહ્ય લાગે તેને પોતાના ધર્મમાં સ્થાન આપતાં સંકોચ ન થાય, એટલું જ નહિ પણ એમ કરવાનો ધર્મ પ્રાપ્ત થાય.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે ઘણા ધર્મો શાને સારુ જોઈએ? ઘણા ધર્મો છે એ આપણે જાણીએ છીએ. આત્મા એક છે, મનુષ્યદેહ અસંખ્ય છે. દેહની અસંખ્યતા ટાળી નહિ ટળે, છતાં આત્માના ઐકયને આપણે ઓળખી શકીએ છીએ. ધર્મનું મૂળ એક છે. જેમ વૃક્ષનું; પણ પાતરાં અસંખ્ય છે. બધા ધર્મો ઈશ્વરદત્ત છે પણ તે મનુષ્યકલ્પિત હોવાથી, મનુષ્ય તેનો પ્રચાર કરતો હોવાથી, તે અપૂર્ણ છે. ઈશ્વરદત્ત ધર્મ અગમ્ય છે, તેને ભાષામાં મનુષ્ય મૂકે છે, તેનો અર્થ પણ મનુષ્ય કરે છે. કોનો અર્થ સાચો? સહુ પોતપોતાની દૃષ્ટિએ, જયાં લગી એ દૃષ્ટિ વર્તે ત્યાં લગી સાચા; પણ સહુ ખોટા હોવાનો પણ અસંભવ નથી. તેથી જ આપણે બધા ધર્મ પ્રત્યે સમભાવ રાખીએ. આમાં પોતાના ધર્મ પ્રત્યે ઉદાસીનતા નથી આવતી. પણ પોતાના ધર્મ પ્રત્યેનો આંધળો પ્રેમ મટી જ્ઞાનમય થાય છે, તેથી વધારે સાત્ત્વિક, નિર્મળ બને છે. બધા ધર્મ પ્રત્યે સમભાવ આવે તો જ આપણાં દિવ્યચક્ષુ ખૂલે. ધર્માંધતા અને દિવ્ય દર્શન વચ્ચે ઉત્તર–દક્ષિણ જેટલું અંતર છે. ધર્મજ્ઞાન થતાં અંતરાયો ઊડી જાય છે અને સમભાવ પેદા થાય છે. આ સમભાવ કેળવાતાં આપણે આપણા ધર્મને વધારે ઓળખવાના.

અહીં ધર્મઅધર્મનો ભેદ નથી ટળતો. અહીં જે અંકાયેલા ધર્મો તરીકે આપણે જાણીએ છીએ તેની વાત છે. આ બધા ધર્મોના મૂળ સિદ્ધાંતો એક જ. તે બધામાં સંતપુરુષો થઈ ગયા છે......

આત્મસંતોષને સારુ હું જુદા જુદા ધર્મપુસ્તકો ઊથલાવી રહ્યો હતો ત્યારે ખ્રિસ્તી ધર્મ, ઇસ્લામ, જરથોસ્તી, યહૂદી અને હિન્દુ એટલાનાં પુસ્તકોનો મારા સંતોષ પૂરતો પરિચય કર્યો. તેમ કરતાં મને આ બધા ધર્મો પ્રત્યે સમભાવ હતો એમ કહી શકું છું. એ વખતે મને એ જ્ઞાન હતું એમ નથી કહેતો. સમભાવ શબ્દનો પણ પૂરો પરિચય એ વેળા નહિ હોય. પણ એ વખતનાં મારાં સ્મરણ તાજાં કરું છું તો મને તે તે ધર્મોની ટીકા કરવાની ઇચ્છા સરખીયે થઈ યાદ નથી, પણ એમનાં પુસ્તકો ધર્મનાં પુસ્તકો સમજી આદરપૂર્વક વાંચતો અને બધામાં મૂળ નૈતિક સિદ્ધાંતો એકસરખા જોતો. કેટલીક વસ્તુઓ હું ન સમજી શકતો તેમ જ હિન્દુ ધર્મ પુસ્તકોનું હતું. આજ પણ કેટલુંય નથી સમજતો. પણ અનુભવે જોઉં છું કે જે આપણે ન સમજી શકીએ તે ખોટું જ છે એમ માનવાની ઉતાવળ કરવી એ ભૂલ છે. જે કેટલુંક પૂર્વે ન સમજાતું તે આજે દીવા જેવું લાગે છે. સમભાવ કેળવવાથી અનેક ગૂંચો

પોતાની મેળે ઊકલી જાય છે, અને જ્યાં આપણને દોષ જ જોવામાં આવે ત્યાં તે દર્શાવવામાં પણ જે નમ્રતા અને વિવેક હોય છે તેથી કોઈને દુ:ખ નથી થતું.

સર્વધર્મસમભાવના સિદ્ધાંતનો સ્વીકાર કરવાથી ધર્મ અને અધર્મનો ભેદ નાબૂદ થતો નથી, અને અધર્મ પ્રત્યે સમભાવ કેળવવાનો અહીં ઉદ્દેશ નથી. આમ જ હોય તો ધર્માધર્મનો નિર્ણય કરવામાં જ સમભાવની સાંકળ તૂટી નથી જતી? આવો પ્રશ્ન થાય અને એવો નિર્ણય કરનાર ભૂલ કરે એમ પણ સંભવે. પણ આપણામાં ખરી અહિંસા વર્તતી હોય તો આપણે વેરભાવમાંથી બચી જઈએ છીએ, કેમ કે અધર્મ જોતાં છતાં તે અધર્મને આચરનાર પ્રત્યે તો પ્રેમભાવ જ હશે. અને તેથી કાં તો તે આપણી દૃષ્ટિનો સ્વીકાર કરશે અથવા આપણી ભૂલ આપણને બતાવશે, અથવા બન્ને એકબીજાના મતભેદને સહન કરશે. છેવટ સામેનો અહિંસક નહિ હોય તો એ કઠોરતા વાપરશે; તો યે આપણે જો અહિંસાના ખરા પૂજારી હોઈશું તો મૃદુતા તેની કઠોરતાને નિવારશે એમાં શંકા નથી. પારકાની ભૂલને સારુ પણ આપણે તેને પીડવા નથી, આપણે પીડાવું છે. એ સુવર્ણ નિયમને જે પાળે છે તે બધાં સંકટોમાંથી ઊગરી જાય છે.

## ૨૦. ધર્મ એ અંગત બાબત છે

હિન્દુસ્તાન જેઓ અહીં જન્મ્યા અને ઊછર્યા છે, અને જેમને બીજા કોઈ દેશ તરફ એ પોતાનો સ્વદેશ છે એવો ભાવ નથી, તે સૌનો દેશ છે. તેથી એ પારસી-ઓનો, યહૂદીઓનો, હિન્દી ખ્રિસ્તીઓનો, મુસલમાનોનો ને બીજા બિનહિન્દુઓનો પણ હિન્દુઓના જેટલો જ છે. આઝાદ હિન્દુસ્તાનમાં હિન્દુરાજ નહિ હોય પણ હિન્દુસ્તાની રાજ હશે, એટલે કોઈ પણ ધર્મ કે સંપ્રદાય કે જેની બહુમતિ હોય તેનું રાજ્ય નહિ હોય, પણ ધર્મના કશાય ભેદભાવ વિના સમગ્ર પ્રજાના પ્રતિનિધિઓનું એમાં રાજ્ય હશે. બીજા ધર્મોના અનુયાયીઓ સંયુકત બનીને હિન્દુઓને લઘુમતીમાં મૂકે એવું પણ એમાં બની શકે. એમાં જે ચૂંટાય તે પોતાની સેવા અને શકિતને કારણે ચૂંટાશે. ધર્મ એ તો અંગત વસ્તુ છે અને એનો રાજકારણ સાથે કશો સંબંધ ન હોવો જોઈએ. વિદેશી શાસનની એક અકુદરતી પરિસ્થિતિ એ ઉત્પન્ન થઈ કે ધર્મ પ્રમાણે આપણા અકુદરતી વિભાગો પડયા. વિદેશી રાજ્ય ચાલી જતાં આપણે ખોટા વિચારોની અને ખોટાં સૂત્રોની પકડમાં ફસાઈ ગયેલા તે માટેની આપણી મૂર્ખામી પર આપણે જ હસીશું.

# ૩. સામાજિક બંધનો અને અંતરાયો

## ૨૧. શાપ

આજે હિંદુ ધર્મ પોતાની પર એક ન ધોવાય એવું કલંક લઈને ફરે છે. એ કલંક બહુ પુરાણા કાળથી—યુગોથી ચાલ્યું આવ્યું છે એમ માનવાને હું તૈયાર નથી. હું માનું છું કે આ દુ:ખદ, દુષ્ટ, ગુલામીમાં જકડવાની ભાવના જેને આપણે 'અસ્પૃશ્યતા' એવું નામ આપેલું છે, તે આપણે જ્યારે નીચામાં નીચી કક્ષાએ પહોંચ્યા હોઈશું, અને જ્યારે જીવનની મોટામાં મોટી ઓટ આવી હશે, ત્યારે આપણને વળગી હશે અને આ અનિષ્ટ હજી આપણો કેડો છોડતું નથી. મારા મત પ્રમાણે એ આપણને મળેલો દુ:ખદ શાપ છે, અને એ શાપ જ્યાં સુધી આપણા પર હશે ત્યાં સુધી આ પવિત્ર દેશમાં આપણી પર જે આપત્તિ પડશે, જે મુસીબતો આવશે, તે આપણા એ શાપનું જ યોગ્ય ફળ ગણાશે. કોઈપણ ફક્ત પોતાના ધંધાને કારણે અસ્પૃશ્ય મનાય એ તો મારી કલ્પનામાં જ આવતું નથી.

## ૨૨. આવશ્યક સુધારો

...હું જોઉં છું કે કેટલાક સવાલો જે સ્પષ્ટ થઈ ગયેલા હું માનતો હતો તેને વિષે પણ હજુ સવાલો થયા કરે છે. અસ્પૃશ્યતાનિવારણનો અર્થ મહાસભાના ઠરાવ પ્રમાણે એક જ છે; એટલે કે આપણે હિંદુ જાતિએ અસ્પૃશ્યતાના દોષમાંથી મુક્ત થવું. જેમ ચાર વર્ણો એકબીજાના સ્પર્શ કરતાં અભડાતાં નથી તેમ જ અસ્પૃશ્યને વિશે પણ વરતવું. આથી વિશેષ અર્થ નથી એમ ઘણીવેળા કહેવાઈ ગયું છે. જેમ નોખીનોખી જાતિઓ વચ્ચે રોટી કે બેટીવહેવાર નથી તેમ અસ્પૃશ્ય ગણાતાની સાથે તેવા વહેવારની જરૂર મજકૂર ઠરાવ પ્રમાણે નથી. એકબીજાની સાથે જમવું અથવા એકબીજાની સાથે બેટીવહેવાર રાખવો એવી ફરજ ન હોઈ શકે. પણ એકબીજાને અડે કે નહિ ને અમુક મનુષ્ય અમુક જાતિમાં જન્મ્યો એ જ કારણથી અસ્પૃશ્ય છે એમ માનવું એ સૃષ્ટિના નિયમથી, દયાધર્મથી ને સતશાસ્ત્રથી વિરુદ્ધ છે. આવા પાપી રિવાજને નાબૂદ કરવાના પ્રયત્નને જમણવહેવાર કે રોટી-બેટીવહેવારની

સાથે મેળવવો એ આવશ્યક પ્રાયશ્ચિત્તના પ્રવાહને રોકવા બરોબર છે. અસ્પૃશ્યતાનો મેલ એટલો તો ઘર કરી ગયો છે કે એને આપણે મેલ તરીકે ઓળખતા નથી. એ તો કેમ જાણે હિંદુ જાતિનું ભૂષણ હોય નહિ એમ સમજી તેને હજુ સંઘરી રહ્યા છીએ. તેને કાઢતાં જ્યારે હિતેચ્છુને મુસીબતો પડે છે ત્યારે તેમાં બીજાં વિઘ્નો દાખલ કરી સુધારાને રોકવો એ વ્યવહારકુશળ માણસનું કામ નથી.

જમણવહેવાર ને બેટીવહેવાર એ જ્ઞાતિની સુધારણાનો સવાલ છે. જ્ઞાતિઓ નાબૂદ થવી જોઈએ એમ માનનારાઓ પોતે આવા સુધારા કરવા મથી રહ્યા છે. પણ એ પ્રયત્ન તદ્દન નિરાળો છે ને તેની સાથે અસ્પૃશ્યતાનિવારણને કશો સંબંધ નથી એ સ્પષ્ટ રીતે સમજવાની જરૂર છે. જ્ઞાતિબંધન તોડવાને ઇચ્છનારા પણ અસ્પૃશ્યતાનિવારણના કાર્યમાં ભળે છે એ યોગ્ય જ છે. પણ તેઓ અસ્પૃશ્યતા અને બીજા ઉપરના બન્ને સુધારા કેવળ અલગ છે ને તેનું મૂળ પણ અલગ છે એટલું સમજે તો બન્ને કામની કિંમત ને આવશ્યકતા તેના ગુણદોષ ઉપરથી પારખી શકાય.

અસ્પૃશ્યતા દૂર કરવી એનો અર્થ ત્યારે શું? એ પણ સમજાઈ ગયેલું હું તો માનતો હતો. અસ્પૃશ્ય ગણાતા ભાઈઓ બીજા વર્ણોની જેમ છૂટથી હરીફરી શકે, જે નિશાળમાં, જે દેવળમાં બીજા વર્ણો જાય ત્યાં અસ્પૃશ્ય ગણાતા ભાઈઓ જઈ શકે, અને જે કૂવેથી બધા લોકો પાણી ભરી શકે ત્યાંથી અસ્પૃશ્ય ભાઈઓ પણ ભરી શકે.

"પણ અસ્પૃશ્યો તો બહુ મેલા રહે છે, તેમનો ધંધો મેલો હોય છે," આ દલીલ અજ્ઞાનથી જ થાય એમ મને તો લાગે છે. અસ્પૃશ્યોના કરતાં બીજા વધારે મેલા હોય છતાં જાહેર કૂવેથી પાણી ભરે છે. ધાવણા બચ્ચાની માનો ધંધો મેલો છે, દાકતરનો મેલો છે, છતાં તેમને આપણે માન આપીએ છીએ. પોતાનું કામ પૂરું કર્યા પછી તેઓ સાફ થાય છે એમ કહેવામાં આવે, તો અસ્પૃશ્ય પણ ઘણા કૂવે જતા પહેલાં સાફ થઈ જાય છે. પણ જો નથી થતા તો દોષ આપણો છે. આપણે તેમનો તિરસ્કાર કરી, તેમને ગામથી દૂર રાખી, તેમને સારુ સાફ રહેવાનાં સાધનો પણ અલભ્ય કે દુર્લભ કરી તેઓને દોષ દેવો એ અન્યાયની પરિસીમા છે. આપણી શિથિલતા ને આપણા જુલમને લીધે તેઓનામાં જે દોષોએ ઘર કર્યું છે તેને દૂર કરવામાં તેઓને મદદ કરવી એ આપણું કર્તવ્ય છે; અને તે ન કરવું છતાં હિન્દુસ્તાનની સ્વતંત્રતા ઇચ્છવી એ તો સૂર્યની તરફ પીઠ રાખી સૂર્યનાં દર્શન કરવાની આશા રાખવા સમાન છે.

## ૨૩. અનેક માથાળો રાક્ષસ

અસ્પૃશ્યતા એ અનેક માથાળો રાક્ષસ છે. એથી એ રાક્ષસ જ્યારે જ્યારે માથું ઊંચું કરે, ત્યારે એનો સામનો કરવાનું આવશ્યક થઈ પડે છે. પુરાણોમાં જે ભયંકર વાતો કહી છે તેનો જો આધુનિક સંદર્ભમાં આપણે અર્થ ન ઘટાવીએ તો એ ઘણી ભયાનક કહેવાય. શાસ્ત્રોમાં જે દરેક વિગત આપી હોય તે પ્રમાણે જ જો આપણે આપણું વર્તન કરીએ તો તો શાસ્ત્રો આપણે માટે મોતની ખાઈ બની જાય. શાસ્ત્રોમાં આવતાં પાત્રો પ્રમાણે આપણે આપણું વર્તન ઘડીએ તો પણ એ આપણને મોતના મુખમાં ધકેલનારું બની જાય. એમાંના નિયમો તો આપણા મૂળભૂત સિદ્ધાંતો વિષે આપણે ચર્ચા કરી શકીએ અને એ સિદ્ધાંતોની વ્યાખ્યા બાંધીએ તેટલા પૂરતા જ ઉપયોગી છે. આપણાં ધાર્મિક પુસ્તકોનાં કેટલાંક પાત્રો જો માણસ કે પરમાત્મા સામે પાપાચરણ કરતાં હોય તેનો અર્થ એવો તો હરગિજ નથી, કે આપણે પણ એ પાપોનું પુનરાવર્તન કરવું. આપણને તો એટલી આખરી વાત જ કહેવાની જરૂર છે કે આ દુનિયામાં સત્યનું જ ધ્યાન રાખવાનું છે, અને સત્ય એ પરમેશ્વર છે. યુધિષ્ઠિરને પણ અસત્ય બોલવું પડયું હતું એમ કેટલાક કહે છે, પણ એ અહીં પ્રસ્તુત નથી. પ્રસ્તુત તો એ છે કે જ્યારે એઓ અસત્ય બોલ્યા ત્યારે એ જ ક્ષણે એમને સહન કરવું પડયું અને એમની સત્યવાદી તરીકે જે પ્રતિષ્ઠા બંધાયેલી તે પણ એમને એની શિક્ષામાંથી બચાવી શકી નહિ. વળી આદિ શંકરાચાર્યે ચાંડાલની ઉપેક્ષા કરી હતી એમ કહેવું પણ અહીં અપ્રસ્તુત છે. આપણે તો એટલું જ જાણીએ તો તે પૂરતું છે કે જે ધર્મ આપણે આપણી જાત જોડે જે રીતે વર્તતા હોઈએ તે જ રીતે બધા તરફ વર્તન રાખવાનું શીખવતો હોય, તે એક પણ જીવ તરફનો માણસાઈરહિત વર્તાવ સહન કરી શકે નહિ તો પછી પૂરેપૂરી નિર્દોષ એવી એક જાતિના માણસો પ્રત્યે અમાનુષી વર્તાવની તો વાત જ ક્યાં રહી? આ ઉપરાંત આદિ શંકરાચાર્યે શું કર્યું અને શું નહોતું કર્યું તેની કોઈ વિગતો આપણી પાસે નથી કે જેથી તે વિષે ન્યાય કરવા બેસી જઈએ. વળી ચાંડાલ શબ્દનો જ્યાં ઉલ્લેખ થયો છે, ત્યાં એ શબ્દના પૂરા અર્થથી પણ આપણે પરિચિત નથી. એના ઘણા અર્થો છે અને તેમાંનો એક અર્થ પાપી એવો થાય છે. પણ જો બધા પાપીઓને અસ્પૃશ્યો તરીકે ગણવાના હોય, તો તો મને ભય છે કે આપણે બધા જ, અને પંડિત પોતે પણ અસ્પૃશ્ય બની જાય.

અસ્પૃશ્યતા ઘણી પુરાણી છે તે વિષે કોઈ ઇનકાર કરતું નથી. પરંતુ જો એ અનિષ્ટ હોય, તો તે પુરાણું હોવાથી એનો બચાવ થઈ શકે નહિ. જો આર્ય-જાતિએ જેને જાતિમાંથી દૂર કર્યા હોય તે જો અસ્પૃશ્ય ગણાય તો એ આખી આર્યજાતિ માટે ખરાબ છે. ધારો કે આર્યોએ એમના વિકાસના કોઈ તબક્કામાં કોઈ પણ જાતિને સજા કરવા એને અસ્પૃશ્ય માની, તો પણ જેમને સજા કરવામાં આવી તેમનાં સંતાનોને, એમના પૂર્વજોએ કરેલાં પાપને માટે શા માટે અસ્પૃશ્ય ગણવાં જોઈએ? અસ્પૃશ્યોની અમુક કોમો બીજી અસ્પૃશ્ય કોમોને અછૂત ગણે છે, તે એ બતાવે છે કે આ અનિષ્ટ મર્યાદિત નથી, પણ સર્વવ્યાપી બન્યું છે, અને એની ગોઝારી અસરથી કોઈ બચવા પામ્યું નથી. વળી અસ્પૃશ્યો પણ બીજા અસ્પૃશ્યોની આભડછેટ માને છે, તો સંસ્કારી હિન્દુ સમાજે આ શાપને એક ક્ષણ પણ ગુમાવ્યા વિના તરત જ નાબૂદ કરવો જોઈએ તે કર્તવ્ય તરફ આપણને સજાગ રહેવા કહે છે. અસ્પૃશ્યો જનાવરોને મારે છે અને તેમને, માંસ, હાડકાં, લોહીનાં કામો તથા માણસનું ગંદું ઉપાડવાનું કામ કરવું પડે છે તેટલા માટે તેઓ જો અછૂત હોય તો તો પ્રત્યેક પરિચારિકા, પ્રત્યેક ડૉકટર, અછૂત બની જાય, એટલું જ નહિ પણ પ્રત્યેક ઈસાઈ, કે પ્રત્યેક મુસલમાન, કહેવાતા ઉચ્ચ વર્ણના હિન્દુઓ જે ખોરાકને માટે, કે બલિદાનને માટે જનાવરોની હત્યા કરતા હોય તે બધા જ અછૂત ગણાય. કેટલાક એવી દલીલ કરે છે કે જેવી રીતે કતલખાનાં, તાડીની દુકાનો અને વેશ્યાના લત્તાઓ, અલગ રાખવામાં આવે છે, તેવી જ રીતે અછૂતોને પણ અલગ રાખવા જોઈએ તો એ દલીલમાં નર્યો પૂર્વગ્રહ છે, કારણકે ખાટકી કે વેશ્યાગામી પુરુષોને આપણે અલગ વસવાટમાં રાખતા નથી.

## ૨૪. અસ્પૃશ્યતાનિવારણ

અસ્પૃશ્યતા એટલે આભડછેટ; અને અખા ભગતે ઠીક ગાયું છે કે, 'આભડ-છેટ અદકેરું અંગ.' એ જ્યાંત્યાં ધર્મમાં ધર્મને નામે કે બહાને વિઘ્ન નાખ્યા જ કરે છે અને ધર્મને કલુષિત કરે છે. જો આત્મા એક જ છે, ઈશ્વર એક જ છે તો અસ્પૃશ્ય કોઈ નથી. જે રીતે ઢેડભંગીને અસ્પૃશ્ય ગણવામાં આવે છે પણ અસ્પૃશ્ય નથી, તે રીતે મૃત દેહ પણ અસ્પૃશ્ય નથી, એ માન ને કરુણાને પાત્ર છે. મૃત દેહનો સ્પર્શ કરી કે તેલ ચોળી અથવા હજામત કરી–કરાવી નાહીએ છીએ તો તે

કેવળ આરોગ્યની દૃષ્ટિએ. મૃત દેહનો સ્પર્શ કરી કે તેલ ચોળી–ચોળાવી ન નહાય તે ભલે ગંદો કહેવાય; તે પાતકી નથી, પાપી નથી. એમ તો ભલે માતા બચ્ચાનું મેલું ઉપાડયા પછી સ્નાન ન કરે અથવા હાથપગ ન ધૂએ ત્યાં લગી અસ્પૃશ્ય હોય, પણ બચ્ચું ગેલ કરતું તેને અડશે તો તે નથી અભડાવાનું કે નથી તેનો આત્મા મલિન થવાનો. પણ જે તિરસ્કારરૂપે ભંગી, ઢેડ, ચમાર ઇત્યાદિ નામે ઓળખાય છે એ તો જન્મે અસ્પૃશ્ય ગણાય છે. ભલે તેણે સેંકડો સાબુથી વર્ષો લગી શરીર ચોળ્યું હોય, ભલે તે વૈષ્ણવનો પોશાક પહેરે, માળા-કંઠી રાખે; ભલે તે ગીતાપાઠ રોજ કરે ને ધંધો લેખકનો કરે તોયે અસ્પૃશ્ય છે. આમ જે ધર્મ મનાય કે આચરાય તે ધર્મ નથી, અધર્મ છે ને નાશને યોગ્ય છે. આપણે અસ્પૃશ્યતા-નિવારણને વ્રતનું સ્થાન આપીને એમ માનીએ છીએ કે અસ્પૃશ્યતા હિન્દુ ધર્મનું અંગ નથી, એટલું જ નહિ પણ એ હિન્દુ ધર્મમાં પેસી ગયેલો સડો છે, વહેમ છે, પાપ છે, ને તેનું નિવારણ કરવું પ્રત્યેક હિન્દુનો ધર્મ છે, તેનું પરમ કર્તવ્ય છે. તેથી જે તેને પાપ માને છે તે તેનું પ્રાયશ્ચિત્ત કરે, અને કંઈ નહિ તો પ્રાયશ્ચિત્ત-રૂપે પણ ધર્મ સમજીને સમજદાર હિન્દુ પ્રત્યેક અસ્પૃશ્ય ગણાતા ભાઈ-બહેનને અપનાવે. તેનો હેતે સેવાભાવે સ્પર્શ કરે, સ્પર્શ કરી પોતાને પાવન થયેલ માને, 'અસ્પૃશ્ય'નાં દુ:ખો દૂર કરે, વર્ષો થયાં તેમને કચડી નાખવામાં આવેલ છે તેથી તેમનામાં જે અજ્ઞાનાદિ દોષો પેસી ગયા છે તે ધીરજપૂર્વક દૂર કરવામાં તેમને મદદ કરે, અને આ બીજા હિન્દુને કરવા મનાવે, પ્રેરે. આ દષ્ટિએ અસ્પૃ-શ્યતાને નિહાળતાં તેને દૂર કરવામાં જે ઐહિક કે રાજનૈતિક પરિણામ રહ્યાં છે તેમને વ્રતધારી તુચ્છ ગણશે. તે કે તેવું પરિણામ આવો અથવા ન આવો, છતાં અસ્પૃશ્યતાનિવારણને વ્રતરૂપે આચરનાર ધર્મ સમજી અસ્પૃશ્ય ગણાતાંને અપનાવશે. સત્યાદિ આચરતાં આપણે ઐહિક પરિણામનો વિચાર ન કરીએ. સત્યાચરણ તે વ્રતધારીને સારુ એક યુકિત નથી, એ તો તેના દેહની સાથે જડાયેલી વસ્તુ છે, તેનો સ્વાભાવ છે; તેમ અસ્પૃશ્યતાનિવારણ તે વ્રતધારીને છે. આ અસ્પૃશ્યતાનું મહત્ત્વ સમજાયા પછી આપણને માલૂમ પડશે કે એ સડો કેવળ ઢેડભંગી ગણાતાં વિષે જ દાખલ થઈ ગયો છે એમ નથી. સડાનો સ્વભાવ છે કે પ્રથમ રાઈના દાણા જેટલો લાગે છે, પછી પહાડનું સ્વરૂપ પકડે છે, ને છેવટે જેમાં પ્રવેશ કરે છે તેનો નાશ કરતો રહે છે; તેમ અસ્પૃશ્યતાનું છે. આ આભડછેટ વિધર્મી પ્રત્યે આવી છે,

અન્ય સંપ્રદાયો પ્રત્યે આવી છે, એક જ સંપ્રદાયની વચ્ચે પણ પેસી ગઈ છે, તે એટલે સુધી કે કેટલાક તો અસ્પૃશ્યતાને પાળતા પાળતા પૃથ્વી ઉપર ભારરૂપ થઈ પડયા છે. પોતાનું જ સંભાળતાં, પોતાને પંપાળતાં, નહાતાંધોતાં, ખાતાંપીતાં નવરા જ થતા નથી, ઈશ્વરને નામે ઈશ્વરને ભૂલી પોતાને પૂજતા થઈ ગયા છે. એટલે અસ્પૃશ્યતાનિવારણ કરનાર ઢેડભંગીને અપનાવીને સંતોષ નહિ માને; તે જીવમાત્રને પોતામાં નહિ જુએ ને પોતાને જીવમાત્રમાં નહિ હોમી દે ત્યાં લગી શાંત થશે જ નહિ. અસ્પૃશ્યતા નિવારવી એટલે જગતમાત્રની સાથે મૈત્રી રાખવી, તેના સેવક થવું. આમ જોતાં અસ્પૃશ્યતાનિવારણ અહિંસાની જોડી બની જાય છે ને વસ્તુત: છે જ. અહિંસા એટલે જીવમાત્ર પ્રત્યે પૂર્ણ પ્રેમ. અસ્પૃશ્યતાનિવારણનો પણ એ જ અર્થ છે. જીવમાત્રની સાથેનો ભેદ મટાડવો તે અસ્પૃશ્યતાનિવારણ. આમ અસ્પૃશ્યતાને જોતાં તે દોષ થોડેઘણે અંશે જગતમાં વ્યાપક છે ખરો. અહીં આપણે તેને હિન્દુ ધર્મના સડારૂપે વિચાર્યો છે, કેમકે તેણે હિન્દુ ધર્મમાં ધર્મનું સ્થાન ઝડપ્યું છે, ને ધર્મને બહાને લાખો કે કરોડોની સ્થિતિ ગુલામના જેવી કરી મૂકી છે.

## ૨૫. અલગ મતાધિકાર

જ્યારે રાષ્ટ્રવાદી મુસલમાનો મને કહે કે મુસલમાનો માટે અલગ મતાધિકાર ખરાબ છે ત્યારે મારે એમની વાત સાંભળવી જોઈએ. તેઓ તો એવો પણ દાવો કરે છે કે મુસલમાન જનતા જુદા મતાધિકાર માગતી નથી. એ ગમે એમ હોય છતાં જે ઉકેલ સ્પષ્ટ રીતે કોમવાદને આધારે થયો હોય, અને છતાં જેમાં જે કોમને લાગતુંવળગતું હોય તેની સર્વાનુમતિ ન હોય તેને હું વધાવી શકું નહિ. જે ઉકેલ પ્રથમ દૃષ્ટિએ જ ખામીવાળો હોય, અને રાષ્ટ્રહિતનો વિરોધી હોય, તે પણ સ્વીકારવાયોગ્ય બને તે માટે એણે ઓછામાં ઓછું જે કોમની જોડે એને સંબંધ હોય તેની સર્વાનુમતિ તો મેળવવી જોઈએ.

જેઓ અલગ મતાધિકારનો વિરોધ કરે છે તેમની સામે જે રોષ બતાવવામાં આવે છે તે મને સમજાતો નથી. કોઈપણ બહોળા વિચારજૂથને માટે સ્વરાજની આગેકૂચ અટકાવવાનું શકય છે. અહિંસાના પાયા પર રચાયેલું સ્વરાજ, જો ગણનીય લઘુમતી પણ એનો વિરોધ કરતી હોય તો મેળવી શકાય નહિ. સ્વરાજમાં બહુમતીનું રાજ્ય હશે એમ કહેવું કે સૂચવવું એ ખોટું છે. સાચા સ્વરાજમાં તો હમેશાં

ન્યાયનું જ રાજ હોય. જો મુસલમાનોના અથવા શીખોના સન્માન્ય નેતાઓ સ્વરાજના બંધારણનો—સ્વરાજની રૂપરેખાનો—વિરોધ કરે તો હું એને માટે રાહ જોવા તૈયાર થાઉં. સ્વરાજની લડત એકવાર શરૂ કર્યા પછી, બંધારણ કે જે એનું દશ્યમાન પ્રતીક છે, તે ઘડાય અને પસાર થાય, ત્યારે જ એનો અંત આવે.

## ૨૬. વર્ણો

મેં વારંવાર કહ્યું છે કે હું વર્ણોના આધુનિક અર્થનો સ્વીકાર કરતો નથી. એ તો પ્રગતિના માર્ગમાં આડખીલીરૂપ એક રસોળી જેવો છે. વળી માનવ ને માનવ વચ્ચે અસમાનતા હોય તેનો પણ હું સ્વીકાર કરતો નથી. આપણે બધા પૂર્ણત: સમાન છીએ, પણ એ સમાનતા આત્માની છે, શરીરની નહિ. એથી એ તો માનસિક ભૂમિકા છે. આપણે આપણી નજર સામેની ભૌતિક દુનિયામાં ઘણી અસમાનતાઓ જોઈએ છીએ તેથી આપણને સમાનતા વિષે વિચાર કરવાની અને એને વિષે દઢ આગ્રહ રાખવાની જરૂર પડે છે. આ બહારથી દેખાતી અસમાનતાઓ વચ્ચે આપણે સમાનતાને પ્રત્યક્ષ કરવાની છે. કોઈપણ માણસ બીજાથી પોતાની જાતને ઊંચો માને તે માનવ અને પરમાત્મા બન્નેનો ગુનો કરે છે. આથી નાત કે જે માણસના દરજ્જામાં ઊંચનીચનો ભેદ કરે છે, તે દષ્ટિએ એ અનિષ્ટ છે.

આમ છતાં જો વંશપરંપરાથી ચાલતા આવેલા ધંધા પ્રમાણે જે વર્ણો રચાયા હોય તેમાં હું માનું છું. ચાર સર્વવ્યાપક ધંધાના ચિહ્‌ન તરીકે ચાર વર્ણો છે. એક, વિદ્યા આપનાર વર્ગ. બીજો, જેઓ પોતાની રક્ષા કરી શકે એમ નથી તેમની રક્ષા કરનારો વર્ગ; ત્રીજો, ખેતીવાડી અને વેપાર-ધંધાના કામમાં લાગેલો વર્ગ; અને ચોથો, મહેનત-મજૂરી કરીને સેવા કરનારો વર્ગ. આ ચાર ધંધા તો માણસની બધી જાતિમાં હોય છે પણ હિન્દુ ધર્મે એને આપણા અસ્તિત્વનો કાયદો માન્યો છે એટલે સામાજિક સંબંધો અને સામાજિક વર્તનને વ્યવસ્થિત કરવા માટે એનો ઉપયોગ કર્યો છે. ગુરુત્વાકર્ષણનો નિયમ બધાને લાગુ પડે છે, પછી આપણે એ વિષે જાણતા હોઈએ કે નહિ. પરંતુ જે વૈજ્ઞાનિકો એ નિયમને સમજે છે તેમણે એનો એવો ઉપયોગ કર્યો કે જેથી દુનિયા હેરત પામી ગઈ. એવી જ રીતે હિન્દુધર્મે પણ વર્ણના નિયમની શોધ કરી અને એનો કાનૂન તરીકે ઉપયોગ કરી જગતને આશ્ચર્યચકિત કરી નાખ્યું છે. જ્યારે હિન્દુ ધર્મ નિષ્ક્રિય બની ગયો હતો

ત્યારે વર્ણનો ગેરઉપયોગ થયો અને અગણિત ન્યાતો થઈ ગઈ અને રોટી-બેટી-વ્યવહારના નુકસાનકારક અને બિનજરૂરી પ્રતિબંધો આવ્યા. વર્ણના કાયદાને આવા પ્રતિબંધો જોડે કશો સંબંધ નથી. જુદા જુદા વર્ણોના અનુયાયીઓ ભલે એકબીજા જોડે રોટી તથા બેટીવ્યવહાર રાખે. આ પ્રતિબંધો શીલ અને આરોગ્યની દૃષ્ટિએ ભલે જરૂરી હોય, તેમ છતાં જે બ્રાહ્મણ શૂદ્રકન્યાને પરણે છે અથવા તો જે શૂદ્ર બ્રાહ્મણકન્યાને પરણે છે તે વર્ણના કાયદાનો ભંગ કરતો નથી.

## ૨૭. અલગ મતાધિકાર નહિ

મેં પહેલાં જે કહ્યું તેનું હું પુનરાવર્તન કરુ છું કે કૉંગ્રેસ હિન્દુ, મુસલમાન અને શીખને જે ઉકેલ સ્વીકાર્ય હોય તેનો સ્વીકાર કરશે, તેમ છતાં કૉંગ્રેસ અન્ય કોઈ લઘુમતી માટે અલગ મતાધિકાર હોય કે ખાસ અનામત બેઠકો રાખવામાં આવે તેનો સ્વીકાર કરી શકે નહિ. કૉંગ્રેસ નાગરિક સ્વતંત્રતા કે મૂળભૂત હકોની બાબતમાં અનામતનો સ્વીકાર કરશે. મતદારોની યાદીમાં નામ નોંધાવવાનો દરેકને હક રહેશે અને સામાન્ય મતદારોને વિનતિ કરવાની છૂટ રહેશે. મારા નમ્ર મત પ્રમાણે સર હરબર્ટ કારે જે સૂચના કરી છે તે જવાબદાર સરકારનો અને રાષ્ટ્રવાદનો સ્પષ્ટ ઈનકાર છે. જો એઓ એમ કહેતા હોય કે ધારાસભામાં જો તમને સાચા યુરોપિયનોનું પ્રતિનિધિત્વ જોઈતું હોય તો એની ચૂંટણી યુરોપિયન મતદારોએ જ કરેલી હોવી જોઈએ. જો હિન્દુસ્તાનમાં આવા ખાસ છૂટા પાડેલા જૂથનું પ્રતિનિધિત્વ હોય તો ભગવાન એવા હિન્દુસ્તાનને બચાવે. જે સામાન્ય મતદારોના મતથી ચૂંટાયો હોય તે જ હિન્દુસ્તાનની સેવા કરી શકશે, ફકત યુરોપિયનોએ ચૂંટેલો પ્રતિનિધિ નહિ. આ વિચાર જ સૂચવે છે કે જવાબદાર સરકારને આવાં હિતો—જે રાષ્ટ્રીયતાની ભાવનાની જોડે સંઘર્ષમાં આવશે અને જે પંચ્યાસી ટકા ખેતી કરતી જનતાના વિરુદ્ધમાં હશે, તેનો સામનો કરવો પડશે. હું તો એનો વિચાર જ કરી શકતો નથી. જો આપણે જવાબદાર સરકારને અસ્તિત્વમાં લાવવી હોય અને જો આપણે સાચી આઝાદી મેળવવાના હોઈએ તો હું એ હિંમતથી કહી શકું કે કહેવાતા ખાસ વર્ગની એ જવાબદારી અને વિશેષ હક હશે કે તેઓ ખુલ્લે બારણેથી જ ધારાસભામાં પ્રવેશ મેળવે અને જાહેર ચૂંટણીમાં લડે અને સામાન્ય મતદારોનું પ્રતિનિધિત્વ મેળવે. તમને ખબર છે કે કૉંગ્રેસ તો પુખ્ત વયનાને મતાધિકાર આપવાના

સિદ્ધાંતને વરેલી છે, અને પુખ્ત વયનાના મતાધિકારમાં તો દરેક જણને એનું નામ મતદારોની યાદીમાં આમેજ કરાવવાની છૂટ રહેશે. એથી વિશેષ હક કોઈ પણ માગી ન શકે.

બીજી લઘુમતીઓ જે દાવાને આગળ કરે છે તે હું સમજી શકું છું, પરંતુ અંત્યજો તરફથી જે દાવો કરવામાં આવે છે તે તો અત્યંત બેહૂદો છે. એનો અર્થ તો એ થયો કે હમેશને માટે અનિષ્ટ અંતરાયો રહેવાના. હિન્દુસ્તાનની આઝાદી મેળવવા માટે પણ અંત્યજોનું પ્રાણભૂત હિત હું વેચું નહિ. હું વ્યકિતગત રીતે અંત્યજોના વિશાળ જનસમુદાયનો પ્રતિનિધિ મારી જાતને માનું છું. હું અહીં જે કહું છું તે કૉંગ્રેસની વતી નથી કહેતો, પણ મારી વતી બોલું છું. અને જો અંત્યજોનું મતદાન થાય તો એમના મતો મને મળે એટલું જ નહિ, પણ હું ચૂંટણીમાં વધારેમાં વધારે મતો મેળવું એવો મારો દાવો છે. તેમને માટે અલગ મતાધિકાર અને અનામત બેઠકો, એ એમની નહિ પણ રૂઢિચુસ્ત હિન્દુઓની શરમ છે, તેમને દૂર કરવાનો સાચો ઉપાય નહિ, એ વાત અંત્યજોને સમજાવવા હું દેશના એક છેડાથી બીજા છેડા સુધી ઘૂમીશ. આ સમિતિ અને આખી દુનિયાને હું જણાવું છું કે હિન્દુ સુધારકો અસ્પૃશ્યતાનું આ કલંક ધોઈ નાખવા કટિબદ્ધ થયા છે. આપણા મતદારોના પત્રકમાં અને વસતિગણતરીની નોંધોમાં અંત્યજોને જુદા વર્ગ તરીકે ગણાવવામાં આવે તે અમને મંજૂર નથી. શીખ હમેશને માટે શીખ રહે, મુસલમાન મુસલમાન રહે, યુરોપિયન યુરોપિયન રહે, પણ શું અંત્યજો કાયમને માટે અંત્યજો જ રહે? જો અસ્પૃશ્યતા કાયમને માટે રહેવાની હોય તો એવી સ્થિતિમાં હું હિન્દુ ધર્મનું મૃત્યુ જ ઇચ્છું. આથી ડૉ૦ આંબેડકરને માટે મને ગમે તેટલો આદર હોવા છતાં, અને એમની અંત્યજોનો ઉદ્ધાર કરવાની પ્રબળ ઇચ્છા છે એનો સ્વીકાર કરવા છતાં, એમની કાબેલિયત માટે પણ મને માન હોવા છતાં, મારે એ નમ્રપણે જણાવવું જોઈએ કે એઓ એક ખોટો ભ્રમ સેવી રહ્યા છે, અને એમને જે કડવા અનુભવો થયા છે તેનાથી એમની વિચારશકિત ધૂંધળી બની ગઈ છે. આ કહેતાં મને ઘણું દુ:ખ થાય છે, પણ જો આ વાત હું ન જણાવું તો અંત્યજોના ઉદ્ધારનો પ્રશ્ન જે મને મારા જીવ કરતાં પણ વધારે વહાલો છે તેને હું બેવફા નીવડું. મને દુનિયાનું રાજ્ય મળતું હોય તો પણ તેમના હકોને હોડમાં ન મૂકું. જ્યારે ડૉ૦ આંબેડકર હિન્દુસ્તાનના બધા જ અંત્યજો તરફથી બોલ-

વાનો દાવો કરે છે, ત્યારે એ દાવો સાચો નથી એમ હું પૂરેપૂરી જવાબદારી સહિત કહું છું. એથી તો હિન્દુઓના ભાગલા પડશે, જેથી મને અત્યંત દુ:ખ થશે. જો અંત્યજોનું મુસલમાન કે ઈસાઈમાં ધર્માંતર થાય તો તે હું સહન કરી શકું પણ ગામડામાં જો હિન્દુઓના બે ભાગલા પડી જાય તે તો કોઈ કાળે હું સહન ન કરી શકું, તો પછી હિન્દુઓનું ભાવિ શું હોય? જેઓ અંત્યજોના રાજકીય હકો વિષે વાતો કરે છે તેઓ પોતાના હિન્દુસ્તાનને ઓળખતા નથી, આજે હિન્દુસ્તાનની સમાજરચના કેવી રીતે ઘડાઈ છે તેનું તેમને ભાન નથી. અને તેથી હું મારો અવાજ જેટલો બુલંદ થઈ શકે તેટલા અવાજથી કહું છું કે એનો વિરોધ કરવામાં જો હું એકલો રહી જાઉં તો પણ હું પ્રાણપણે એનો વિરોધ કરીશ.

## ૨૮. સેમ્યુઅલ હોરને લખેલા પત્રમાંથી અવતરણ

યરવડા કેદખાનું,
૧૧ માર્ચ ૧૯૩૨

પ્રિય સર સેમ્યુઅલ,

તમને એ યાદ હશે કે ગોળમેજી પરિષદમાં મારા ભાષણને અંતે, જ્યારે લઘુમતીના દાવાની રજૂઆત થઈ ત્યારે મેં કહ્યું હતું કે પછાત વર્ગોને જો અલગ મતાધિકાર આપવામાં આવશે તો હું તેનો પ્રાણપણે વિરોધ કરીશ. આ કંઈ મેં તાત્કાલિક આવેગથી કહ્યું નહોતું, કે ભાષણને છટાદાર બનાવવા કહ્યું નહોતું, પણ મેં ગંભીરતાપૂર્વક એ વિધાન કર્યું હતું.

એ વિધાનના અનુસંધાનમાં હિન્દુસ્તાન આવીને અલગ મતાધિકારની વિરુદ્ધ જનમત જાગૃત કરવાની ઝુંબેશ હું ચલાવવાનો હતો, ખાસ કરીને પછાત વર્ગમાં, પણ એ ન બની શક્યું.

મને જે વર્તમાનપત્રો વાંચવાની રજા અપાઈ છે તે પરથી એમ જણાય છે કે ગમે તે પળે અંગ્રેજ સરકાર તેનો નિર્ણય જાહેર કરશે. પહેલાં તો મેં એમ માન્યું કે જો સરકારનો નિર્ણય અલગ મતાધિકાર આપવાની તરફેણમાં હોય, તો મારી પ્રતિજ્ઞાને અમલી બનાવવા હું ગમે તે પગલું લઈ શકું. પરન્તુ પછી મને લાગ્યું કે અગાઉથી ચેતવણી આપ્યા વિના જો હું કોઈ પણ પગલું લઉં તો એમાં બ્રિટિશ

સરકારને અન્યાય થાય. સ્વાભાવિક રીતે મારા નિવેદનને એઓ મહત્ત્વ ન જ આપે.

અંત્યજોના અલગ મતાધિકાર સામે મારે જે વાંધાઓ છે તેનું પુનરુચ્ચારણ કરવાની જરૂર નથી. મને એમ લાગે છે કે હું તેમનામાંનો જ એક છું. એમની સ્થિતિ બીજાઓ કરતાં સદંતર જુદી છે. એમનું ધારાસભામાં પ્રતિનિધિત્વ હોય તેનો હું વિરોધ કરતો નથી. એમનો દરેક ઉંમરલાયક મનુષ્ય, સ્ત્રી હોય કે પુરુષ, મતદારપત્રકમાં પોતાનું નામ નોંધાવે—પછી એમનું શિક્ષણ ગમે તેટલું હોય કે એમની માલમિલકત ગમે તેટલી હોય. અને એમના મતાધિકાર તરીકેના નિયમો અન્ય કરતાં વધારે સખત હોય તેનો પણ મને વાંધો નથી. પણ મને એમ લાગે છે કે અલગ મતાધિકાર એમને માટે તેમ જ હિન્દુ જાતિ માટે હાનિકર્તા છે, પછી રાજકીય દૃષ્ટિએ ગમે તે હોય. એમને અલગ મતાધિકાર કેટલો હાનિકર્તા છે તે જાણવા માટે કહેવાતા ઉચ્ચ વર્ણોમાં તેઓ કેવી રીતે વહેંચાયેલા છે, અને તેઓને પણ ઉચ્ચ વર્ણો પર કેટલો આધાર રાખવો પડે છે, એની જાણકારી હોવી જોઈએ. જ્યાં સુધી હિન્દુ જાતિને નિસ્બત છે ત્યાં સુધી અલગ મતાધિકાર એના ભાગલા પાડશે અને એને છિન્નભિન્ન કરી મૂકશે. મારી દૃષ્ટિએ આ દલિત વર્ગોનો પ્રશ્ન મુખ્યત્વે નૈતિક અને ધાર્મિક છે. એની રાજકીય બાજુ મહત્ત્વની તો છે, પરન્તુ નૈતિક અને ધાર્મિક બાજુની જોડેની સરખામણીમાં એનું મહત્ત્વ નહિ જેવું જ ગણાય. આ બાબતમાં મારી લાગણીની તમારે કદર કરવી જ પડશે, કારણકે મારા બચપણથી જ આ વર્ગની સ્થિતિમાં મેં રસ લીધો છે, અને તેમને માટે અનેક વખત મેં મારા જીવનને હોડમાં મૂક્યું છે. આ કંઈ હું અભિમાન લેવા કહેતો નથી, કારણકે મને લાગે છે કે ઉચ્ચ વર્ણના હિન્દુઓ ગમે એટલું પ્રાયશ્ચિત્ત કરે તો પણ, સદીઓથી દલિત વર્ગને એમણે જે અધમ પરિસ્થિતિમાં મૂકયા છે તેનું ઋણ ચૂકવી શકાશે નહિ, પણ હું જાણું છું કે અલગ મતાધિકાર એ કંઈ તપ નથી, કે તેઓની જે અધમ દશા કરવામાં આવી છે તેનો ઈલાજ નથી.

આથી હું આદરપૂર્વક બ્રિટિશ સરકારને જણાવું છું કે જો તેઓ દલિત વર્ગો માટે અલગ મતાધિકાર સ્થાપશે તો હું આમરણાન્ત ઉપવાસ કરીશ.

એ દુ:ખદ સત્યની મને જાણ છે કે હું કેદી હોઉં તે વખતે આવું પગલું બ્રિટિશ સરકારને બહુ કફોડી પરિસ્થિતિમાં મૂકશે અને મારા જેવા સ્થાન ધરાવનારા માટે

ઘણા આ પગલાંને અયોગ્ય માનશે કારણકે એને તેઓ બહુ ખરાબ નહિ તો યે અત્યંત લાગણીના પ્રવાહમાં તણાઈને લીધેલા રાજકીય પગલા તરીકે માનશે. એના બચાવમાં મારે એટલું જ કહેવાનું છે કે મેં વિચારેલું પગલું એ મારે માટે કોઈ સાધન નથી; એ તો મારા અસ્તિત્વનું એક અંગ છે, એ મારા આત્માનો અવાજ છે કે જેને હું અવગણી શકું નહિ, પછી ભલે ડાહ્યા પુરુષ તરીકે મેં જે આબરૂ મેળવી છે તેની પર પાણી ફરી વળે.

હું જોઈ શકું છું તે પ્રમાણે કેદખાનામાંથી મારી મુક્તિ, ઉપવાસ કરવાની મારી ફરજમાંથી મને ચળાવી શકશે નહિ.

જોકે હું આશા રાખું છું કે મને જે બીક છે તે ખોટી હોય અને બ્રિટિશ સરકારનો ઇરાદો દલિત વર્ગ માટે અલગ મતાધિકાર સ્થાપવાનો ન પણ હોય.

મારા તરફથી આ પત્રવ્યવહાર વિષે પૂરેપૂરી ગુપ્તતા જાળવવામાં આવશે તે કહેવાની જરૂર ન હોય. અલબત્ત, સરદાર વલ્લભભાઈ પટેલ અને મહાદેવ દેસાઈ, જેઓને અમારી જોડે રાખવામાં આવ્યા છે, તેઓ આનાથી વાકેફ છે. પણ તમે આ પત્રવ્યવહારનો તમે ઈચ્છો તેવો ઉપયોગ કરી શકો છો.

**સર સેમ્યુઅલ હોર** — તમારો,
**વ્હાઇટ હૉલ** — **મોહનદાસ ક. ગાંધી**
લંડન.

## ૨૯. જરૂર છે જીવન્ત કરારની

જો લોકો મારી મશ્કરી ન કરે તો હું નમ્રપણે એવો દાવો કરું છું—જે હું હમેશાં કરતો આવ્યો છું—કે હું જન્મથી સ્પૃશ્ય છું પરન્તુ સ્વેચ્છાએ હું અસ્પૃશ્ય બન્યો છું, અને અસ્પૃશ્યોમાં પણ ઉપરના દસ વર્ગોના નહિ પણ નીચલામાં નીચલા વર્ગના પ્રતિનિધિ બનવા મેં સતત પ્રયત્ન કર્યો છે. અસ્પૃશ્યોમાં પણ ઊંચીનીચી જાતો છે એ બહુ શરમની વાત છે. મારી તો, જે નજરે ન ચઢે, અને જેની પાસે જઈ ન શકાય એવાની જોડે એકાત્મતા સાધવાની નેમ હમેશાં રહી છે, કારણકે તેમને ઝેરનો કટોરો પૂરેપૂરો પીવો પડયો છે. હું તેમને મલબાર અને ઓરિસામાં મળ્યો છું. મને પૂરી ખાતરી થઈ છે કે તેઓનો જો ક્યારેય ઉદ્ધાર થવાનો

હોય તો, તે અલગ મતાધિકારથી થવાનો નથી પણ તેઓની વચમાં જઈને હિન્દુ સુધારકો તનતોડ કામ કરે તો જ થશે. હું માનું છું કે તેઓને અલગ કરવાથી સુધારાની જરા જેટલી પણ શકયતા હશે તે નાબૂદ થઈ જશે. તેથી મારો સમગ્ર આત્મા એની સામે બળવો કરી ઊઠે છે. હું એ સ્પષ્ટ કરવા માગું છું કે અલગ મતાધિકાર પાછો ખેંચવાથી મારી પ્રતિજ્ઞાના શબ્દાર્થનું પાલન થશે, પણ એની પાછળની જે ભાવના છે તે એથી સંતોષાવાની નથી. પોતાની પસંદગીથી થયેલા અસ્પૃશ્યની હેસિયતથી મને આવા અસ્પૃશ્યો અને સ્પૃશ્યો વચ્ચેના થાગડથીગડ કરારથી સંતોષ વળવાનો નથી.

અસ્પૃશ્યતા જડમૂળથી ઊખડી જાય તે મારે જોઈએ છે, તેને માટે હું જીવું છું, અને તેને માટે મરવામાં પણ મને આનંદ થાય છે. મારે તો એવો જીવતો કરાર જોઈએ છે કે, જેની પ્રાણદાયી અસર દૂરના ભવિષ્યમાં ન હોય પણ આજે જ હોય, અને તેથી એ કરારને મંજૂરીની મહોર લગાવવાની ક્રિયારૂપે આખા હિન્દુસ્તાનમાં સ્પૃશ્યો અને અસ્પૃશ્યો માત્ર દેખાવને માટે નહિ, પણ સાચા હૃદયથી એકબીજાને ભાવથી ભેટે એવી મારી અપેક્ષા છે. મારા આ જીવનસ્વપ્નની સિદ્ધિ માટે, કે જે સ્વપ્ન હું પચાસ વર્ષથી સેવતો આવ્યો છું, હું આજે અગ્નિપ્રવેશ કરવા તૈયાર થયો છું. બ્રિટિશ સરકારનો નિર્ણય એ આ અગ્નિપ્રવેશનું અંતિમ કારણ હતું, એ નિર્ણય લેવડાવનારું કારણ હતું, અને ચિકિત્સકની ચકોર દષ્ટિથી—આવી બાબતોમાં તો એ મારામાં છે એમ મને લાગે છે—મેં એને ગોતી કાઢયું. તેથી મારે માટે તો અલગ મતાધિકારની નાબૂદી એ તો અંતની શરૂઆત છે, અને તેથી મુંબઈમાં જે નેતાઓ એકઠા થયા છે, તેઓને કોઈ પણ ઉતાવળિયો નિર્ણય ન લેવા હું ચેતવું છું.

મારું જીવન તો કશી વિસાતમાં નથી. હિન્દુઓએ તેમના જ ધર્મના નિ:સહાય સ્ત્રીઓ અને પુરુષો પર જે અમાનુષી જુલમ ગુજાર્યો છે તેના પ્રાયશ્ચિત્ત તરીકે સેંકડો જિંદગી હોમી દેવાય તો પણ એ ઘણું મામૂલી પ્રાયશ્ચિત્ત ગણાય. હું તેમને પૂરા ન્યાયને માર્ગેથી એક તસુ પણ વિચલિત ન થવા વિનવું છું. હું મારા ઉપવાસને ન્યાયના પલ્લામાં મૂકું છું, અને જો એ ઉચ્ચ વર્ણના હિન્દુઓને એમની ઘોર નિદ્રામાંથી જગાડી શકશે, અને તેમને તેમની પવિત્ર ફરજનું ભાન કરાવી

શકશે તો એ ઉપવાસને હું સાર્થક થયેલો માનીશ. પણ જો મારી તરફના આંધળા પ્રેમને લીધે, તેઓ ગમે તેમ કરીને મારીકૂટીને કોઈ સમજૂતી પર આવે, કે જેથી મારો ઉપવાસ છૂટે અને પછી પાછા એઓ ઘોરવા મંડી જવાના હોય, તો તેઓ ભયાનક ભૂલ કરશે અને મારી જિંદગીને દુ:ખી દુ:ખી કરી મૂકશે. જોકે, અલગ મતાધિકારની નાબૂદી મારો ઉપવાસ છોડાવવાને કારણભૂત બને. તેમ છતાં સાચો કરાર કે જેને માટે હું ઝંખું છું તે જો અસ્તિત્વમાં ન આવે તો તો મારું જીવતું મોત થાય. એનો અર્થ તો એટલો જ થાય કે જે ક્ષણે હું ઉપવાસ છોડું તે જ ક્ષણે મારી પ્રતિજ્ઞાનો આત્મા પૂર્ણપણે જળવાઈ રહે ને મારું સ્વપ્ન સિદ્ધ થાય તેવું વાતાવરણ ઉત્પન્ન કરવા માટે ફરીથી ઉપવાસની ચેતવણી આપવી પડે.

આ વાત કોઈ પણ તમાસો જોનારને બાલિશ ભલે લાગે, પણ મને લાગતી નથી: મારી જિંદગી ઉપરાંત મારી પાસે બીજું કંઈ પણ આપવાનું હોત તો આ શાપને દૂર કરવા હું આપી દેત. પણ મારી પાસે જિંદગી સિવાય બીજું કશું છે નહિ.

હું માનું છું કે અસ્પૃશ્યતા જો ખરેખર જડમૂળથી ઉખેડી નાખવામાં આવે તો એ હિન્દુ જાતિને કારમા કલંકમાંથી મુક્ત કરશે, પણ એની અસર આખી દુનિયા પર પડશે. અસ્પૃશ્યતા સામેની મારી લડત એ માનવતામાં જે ગંદકી પેસી ગઈ છે તેની સામેની લડત છે.

## ૩૦. બધાની અવનતિ

આજે હિન્દુઓમાં જે રીતે અસ્પૃશ્યતાનું પાલન થાય છે તે મારા મત પ્રમાણે ઈશ્વર અને મનુષ્ય બંને તરફ પાપાચરણ છે અને તેથી હિન્દુત્વને ધીમે ધીમે કોરી ખાનારું ઝેર છે. હું માનું છું કે એને સમગ્રપણે જોતાં હિન્દુ શાસ્ત્રોની મંજરી નથી. સ્વચ્છ રીતની અસ્પૃશ્યતા શાસ્ત્રોમાં મળે છે, પણ તે તો બધા ધર્મોમાં રહેલી છે. એ તો આરોગ્યનો નિયમ છે. એ તો જ્યાં સુધી માણસજાત હશે ત્યાં સુધી રહેશે, પણ હિન્દુસ્તાનમાં આજે જે અસ્પૃશ્યતા આચરવામાં આવે છે એ ભયાનક છે અને જુદા જુદા પ્રાંતોમાં એ જુદાં જુદાં રૂપો બદલે છે. અને ઘણીવાર તો એમાં જિલ્લાવાર પણ જુદાં જુદાં રૂપો હોય છે. એણે સ્પૃશ્યો અને અસ્પૃશ્યો બન્નેની અવનતિ કરી છે. એણે લગભગ ચાર કરોડ માણસોનો વિકાસ રૂંધ્યો છે. તેમને જીવનની સામાન્ય જરૂરિયાતોથી પણ વંચિત રાખવામાં આવે છે. એથી એ

અનિષ્ટનો જેટલો વહેલો અંત આવે તેટલું હિન્દુ જાતિ માટે સારું છે—ફક્ત હિન્દુ જાતિ માટે જ નહિ, પણ હિન્દુસ્તાન માટે અને જગતને માટે પણ.

## ૩૧. વેરભાવે નહિ

અસ્પૃશ્યતા એ હિન્દુધર્મ પર કલંક છે. એ એવો કીડો છે કે જે એનાં મૂળ કોતરી ખાય છે. હું મારી આંખે જોઉં છું કે હિન્દુધર્મનું શરીર સડે છે અને એમાંથી છૂટતી દુર્ગંધનો પણ મને અનુભવ થાય છે. જો તમે મારા જેવો જ અનુભવ કરતા હો તો તમારે આ ઝુંબેશમાં યથાશક્તિ ફાળો આપવો જોઈએ. જો આપણા હિન્દુધર્મમાં જે આધ્યાત્મિક શક્તિ છે તે ખોઈ બેસીએ તો આપણે તો ક્યાંયના ય નહિ રહીએ. ને ધર્મવિનાનો માણસ તે તો શઢ વગરની હોડી જેવો છે.

... હું પૂરતી વિનમ્રતા સાથે પણ પૂરા વિશ્વાસથી કહું છું કે મેં આ આંદોલન કોઈ પણ ધર્મ કે જાતિ પ્રત્યેની વેરભાવનાથી ચલાવ્યું નથી. છેલ્લાં પચાસ વર્ષમાં મારું એક પણ કાર્ય કોઈ પણ વ્યક્તિ કે કોઈ પણ જાતિ તરફ વેર-ભાવનાથી પ્રેરાયું હતું એમ બતાવવા કોઈ જશે તો એ નિષ્ફળ જ જવાનો. હું કોઈને પણ મારો વેરી માનતો નથી. મારો ધર્મ જ મને કહે છે કે મારે કોઈને વેરી ગણવો નહિ, ને કોઈ પણ જીવનું બૂરું વાંછવું નહિ. મને એની પૂરેપૂરી ખાતરી છે કે જો હિન્દુના હૃદયમાંથી અસ્પૃશ્યતાનું કલંક દૂર કરવામાં આવે તો તે પ્રસંગની અસર ફક્ત હિન્દુસ્તાનની બીજી કોમો અને જાતિઓ પર જ નહિ પણ આખી દુનિયા પર પડશે. મારી આ માન્યતા રોજ-બ-રોજ મજબૂત થતી જાય છે. લાખો માણસોને માટેની અસ્પૃશ્યતાની ભાવના હું મારા હૃદયમાંથી ફગાવી દઉં ને બીજા લાખો માણસો માટેની અસ્પૃશ્યતાની ભાવના મારા હૃદયમાં ઘુસાડું એવું તો બને જ નહિ. હિન્દુધર્મ ઊંચનીચના ભેદને દૂર કરે તે કાર્ય જ આપણને પરસ્પરની ઈર્ષામાંથી મુક્ત કરનારું નીવડે. બીજા ધર્મોના અનુયાયીઓ અને બીજી જાતિઓ પ્રત્યેની અવિશ્વાસની લાગણીને નાબૂદ કરે એવું નીવડે. આ કારણે જ આ મુદ્દા પર મેં મારા જીવનને હોડમાં મૂક્યું છે. ફક્ત હિન્દુ સવર્ણો અને હિન્દુ અસ્પૃશ્યો વચ્ચે ભાઈચારો ઉત્પન્ન થાય એટલા માટે જ હું નથી લડતો પણ હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી ને બીજા બધા ધર્મના અનુયાયી વચ્ચે પરસ્પર ભાઈચારો ઉત્પન્ન થાય તે માટેની મારી લડત છે.

## ૩૨. દૂરગામી પરિણામો

... મેં ઘણીવાર કહ્યું છે કે જો અસ્પૃશ્યતાને હિન્દુના હૃદયમાંથી પૂર્ણાંશે નાબૂદ કરવામાં આવે તો એનાં દરગામી પરિણામો આવશે, કારણકે એ પ્રશ્ન લાખો લોકોને સ્પર્શે છે. નાગપુરની મોટી સભામાં જે કાલે રાત્રે જણાવ્યું હતું તે પ્રમાણે જો અસ્પૃશ્યતાને સાચોસાચ હિન્દુના હૃદયમાંથી જાકારો દેવામાં આવે, એટલે કે સવર્ણ હિન્દુઓ જો આ ભયાનક કલંકને મિટાવી દે, તો આપણને તરત જ જણાશે કે આપણે બધા જુદી જુદી પ્રજાઓ નથી પણ બધા એક જ છીએ. આપણે આપણી જાતને હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી કે પારસી ગમે તે નામે ઓળખાવીએ, પણ એકવાર અસ્પૃશ્યતાની દીવાલ તૂટતાં આપણે સાચી એકતાનો અનુભવ કરીશું. મેં વારંવાર કહ્યું છે કે અસ્પૃશ્યતા એ અનેક માથાવાળો રાક્ષસ છે, જે જુદાં જુદાં રૂપો ધારણ કરે છે, ને કેટલાંક તો બહુ જટિલ હોય છે. મને જો કોઈપણ વ્યકિત તરફ હિંસા હોય તો એ પણ અસ્પૃશ્યતાનું એક રૂપ છે. મને ખબર નથી કે મારી હયાતી દરમ્યાન મારું અસ્પૃશ્યતાનિવારણનું સ્વપ્ન પૂરેપૂરું સાકાર બનશે કે નહિ. જેઓ ધાર્મિક વૃત્તિના છે, અને જેઓ ધર્મના બાહ્ય સ્વરૂપને નહિ પણ ધર્મના આત્માને ઓળખે છે તેઓને આ જટિલ સ્વરૂપની અસ્પૃશ્યતાને નાબૂદ કર્યા સિવાય જંપ નહિ વળે, કારણકે માનવજાતના એક વિશાળ સમુદાયને એની બૂરી અસરો સ્પર્શે છે. જો આ અનિષ્ટને હિન્દુનાં હૃદય ફગાવી દે તો આપણી સમજદારીની ભાવના વધુ અને વધુ વિકાસ પામતી જ જશે. જો અસ્પૃશ્યતા ખરેખર નાબૂદ થાય તો એથી માનવજાતને જે ફાયદો થાય તેનો તો કાંઈ પાર નથી. હવે આ બાબતને માટે હું મારી જાતને હોડમાં શા માટે મૂકવા તૈયાર થયો છું તે સમજાશે.

## ૩૩. જાહેરાત પછી

મહારાજાએ તો તમને 'સ્મૃતિ' રચી આપી છે પણ એને અમલમાં મૂકવી અને એમાં પ્રાણપ્રતિષ્ઠા કરવી એ તમારું જ કામ છે. અને ત્રાવણકોરના સવર્ણ અને અવર્ણ બન્નેમાં આ ધાર્મિક ભાવના ફેલાય નહિ, અને એ માટે તમે સજાગ ન બનો ત્યાં સુધી તમે એમાં પ્રાણ પૂરી શકવાના નથી. જો તમે આ મંદિરને પગથિયે, મનમાં કાંઈક સંકોચ રાખીને આવતા હશો, અને તમે સાચા દિલથી આ જાહેરાતની ભાવનાને નહિ અપનાવો, તો આ જાહેરાત ચાર દિવસની ચાંદની જેવી

નીવડશે. આથી તમે આ જાહેરાતનો આનંદ મનાવો છો, અને એ આનંદ યોગ્ય પણ છે.—આ તમારા મુખ પર હું જે ઉત્સાહ અને હર્ષનાં પૂર ઊભરાતાં જોઉં છું, તે વખતે અત્યાર સુધી તમે જે આખી જાતિને અછૂત રાખી છે તેની તરફ તમારી ફરજ નહિ સમજો તો તમે તમારી જવાબદારી બરાબર અદા કરી શકવાના નથી. હું મારા પૂરા દિલથી આ વાત તમને કહું છું અને જ્યારે હૃદય હૃદયને વાત કરે છે, ત્યારે તમારા હૃદયમાં મારા હૃદયને યોગ્ય સ્થાન મળે એવી હું અપેક્ષા રાખું છું.

મેં મહાન પદ્મનાભ મંદિરમાં જે જોયું એ હું તમને જણાવું. હું પવિત્ર અને આધ્યાત્મિક જાગૃતિ વિષે જે કહું છું તે તમને દૃષ્ટાન્તથી સમજાવું. મારી જુવાનીના કાળમાં મારાં માતાપિતાએ મારામાં જે શ્રદ્ધા અને ભકિત પ્રેર્યાં હતાં તેનાથી ભર્યો ભર્યો હું મંદિરોમાં જતો હતો. પણ પછીથી હું મંદિરમાં જતો નથી, અને જ્યારથી હું અસ્પૃશ્યતાનિવારણના કામમાં મંડી પડયો છું ત્યારથી જે મંદિરો અંત્યજો માટે ખૂલ્યાં નથી ત્યાં હું જતો નથી. તેથી જાહેરાત પછી જે અવર્ણો મંદિરોમાં ગયા, ત્યારે એમને જે નવું દર્શન થયું, તેવું જ દર્શન આજે હું મંદિરમાં ગયો ત્યારે મને થયું. કલ્પનામાં મારું મન પ્રાગૈતિહાસિક કાળમાં પહોંચી ગયું, જ્યારે પથ્થર અને ધાતું દ્વારા પરમાત્માનો સન્દેશ જનતાને પહોંચતો હતો. મેં એ સ્પષ્ટ રીતે જોયું કે ત્યાંનો પૂજારી પોતાના હિન્દીમાં મૂર્તિ વિષે જે ખ્યાલ આપતો હતો, તે મને એમ કહેવા નહોતો માગતો, કે એ દરેક મૂર્તિ પરમાત્માની પ્રતિમાઓ છે. પણ મને એ જે અર્થ સમજાવતો હતો તેનાથી મને એણે એ ભાન કરાવ્યું, કે આ મંદિરો અદૃશ્ય, અગમ્ય, અને જેની વ્યાખ્યા ન આપી શકાય તેવા પરમાત્મા અને આ અપાર સમુદ્રમાં એક બિન્દુ એવા આપણે એ બેની વચ્ચે સેતુ જેવાં છે. આપણે માનવકુટુંબોનાં બધાં કંઈ તત્ત્વજ્ઞાનીઓ નથી. આપણે માટીના ઘડાયેલા છીએ, ભૌતિક છીએ, અને અદૃશ્ય પરમાત્માનું ધ્યાન ધરવાથી આપણને સંતોષ થતો નથી. ગમે એમ પણ આપણને, જેને આપણે સ્પર્શી શકીએ, જેને આપણે જોઈ શકીએ, અને જેનો ચરણસ્પર્શ કરી શકીએ એવું કંઈક જોઈએ છે. પછી એ કોઈ ગ્રંથ હોય, ખાલી પથ્થરનું મકાન હોય, અથવા તો જેમાં અનેક મૂર્તિઓ કંડારાયેલી છે એવું પથ્થરનું મકાન હોય. ગ્રંથ કેટલાકને સંતોષે, ખાલી મકાન બીજા કેટલાકને સંતોષે, પણ ઘણા બધા તો ખાલી મકાનમાં કોઈ દેવની સ્થાપના નહિ

હોય તો સંતોષાતા નથી. તેથી હું તમને કહું છું કે તમે આ મંદિરોમાં અનેક વહેમોનું જે ઘર હોય એવા ભાવથી પ્રવેશો નહિ. જો તમે આ મંદિરોમાં શ્રદ્ધાથી પ્રવેશો, તો દરેક વખતે તમે મંદિરોમાંથી બહાર આવો ત્યારે તમે અનુભવ કરશો કે તમે પવિત્ર થઈને, અને જીવંત પરમાત્મા પ્રતિ વધારે ને વધારે શ્રદ્ધાનો સંચય કરીને આવો છો.

ગમેતેમ પણ આ જાહેરાતને હું શુદ્ધ ધાર્મિક કાર્ય તરીકે જોઉં છું. ત્રાવણકોરની આ યાત્રા હું તીર્થભાવનાથી કરી રહ્યો છું અને આ મંદિરોમાં કોઈ અસ્પૃશ્ય સ્પૃશ્ય બન્યો હોય એ રીતે જાઉં છું. તમે આ જાહેરાતને એ ભાવનાથી અપનાવશો તો સવર્ણ અને અવર્ણ વચ્ચેના બધા અંતરાયો તમે હઠાવી શકશો, અને અવર્ણો તથા સવર્ણો વચ્ચે જે કમનસીબ દીવાલો હજુ પણ રહેવા પામી છે તેને તમારી પૂરી તાકાતથી તોડી શકશો. અંતમાં તમારાં જે ભાઈબહેનો જેઓ સમાજને તળિયે છે, અને જેની તમે ઉપેક્ષા કરો છો, તેને તમારી ઊંચાઈએ તમે નહિ પહોંચાડો ત્યાં સુધી તમને સંતોષ નહિ થાય. ત્યાં સુધી તમે જંપીને નહિ બેસો. સાચી આધ્યાત્મિક જાગૃતિમાં તો અજ્ઞાન દૂર કરવામાં આવે, આર્થિક ઉન્નતિ થાય, અને જે માનવની પ્રગતિ માટે અંતરાયરૂપ હોય તે બધાનું ઉન્મૂલન થાય.

મહારાજાની આ જાહેરાતમાં જે શકયતાઓ રહેલી છે તે પૂર્ણરૂપે વિકસાવવાની પરમાત્મા તમને શકિત આપે.

## ૩૪. સ્વરાજનો રસ્તો

છેક આજની ઘડીએ હિન્દુધર્મને વળગેલા અસ્પૃશ્યતારૂપી શાપ ને કલંકને ધોઈ કાઢવાની જરૂરને વિષે લંબાણથી લખવાની જરૂર નથી. આ બાબતમાં મહાસભાવાદીઓએ ઘણું કર્યું છે એ વાત સાચી છે. પણ મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે ઘણા મહાસભાવાદીઓએ અસ્પૃશ્યતાનિવારણને હિન્દુઓને લાગેવળગે છે તેટલા પ્રમાણમાં ખુદ હિન્દુધર્મની હયાતી માટે અનિવાર્ય ગણવાને બદલે કેવળ રાજકીય ગરજની એક બાબત ગણી છે. હિન્દુ કૉંગ્રેસીઓ આ કાર્ય કરવામાં પોતાની સાર્થકતા છે એમ માનીને તેને ઉપાડી લે તો 'સનાતનીઓ'ને નામે ઓળખાતા તેમના ધર્મબાંધવો પર આજ સુધી જેટલી અસર પડી છે તેના કરતાં અનેક ગણી વધારે અસર પહોંચાડીને તેમનું દિલ પલટાવી શકશે. સનાતનીઓ

પાસે તેમણે લડવાના જુસ્સામાં નહિ પણ પોતાની અહિંસાને છાજે એવી મિત્રાચારીની લાગણીથી પહોંચવું જોઈએ. અને ખુદ હરિજનોની બાબતમાં તો એકેએક હિન્દુએ તેમના કાર્યને પોતાનું માનીને તેમને મદદગાર થવું જોઈએ, અને તેમને અકળાવી મૂકે એવા ભયાનક અળગાપણામાં તેમની પડખે જઈને ઊભા રહેવું જોઈએ; અને એ વાતનો તો કોણ ઈનકાર કરશે કે આપણા હરિજન ભાઈબહેનોને બાકીના હિન્દુઓ પોતાનાથી બાદ રાખે છે ને પરિણામે તેમને જે બિહામણું ને રાક્ષસી અળગાપણું વેઠવું પડે છે તેનો જોટો દુનિયામાં બીજે કયાંય શોધેલો જડે તેમ નથી. આ કામ કેટલું કપરું છે તે હું જાણું છું. પણ સ્વરાજની ઇમારત ઊભી કરવાનું જે કાર્ય આપણે લઈ બેઠા છીએ તેનો જ આ એક ભાગ છે. અને અલબત્ત, એ સ્વરાજ સુધી પહોંચવાનો રસ્તો સીધાં ચઢાણનો ને સાંકડો છે. એ રસ્તે કેટલાંય લપસણાં ચઢાણ ને કેટલીયે ઊંડી ખાઈઓ છે. પણ છેક ટોચે પહોંચીને મુક્તિની હવા લેવાને એ બધાં ચઢાણો ને એ બધી ખાઈઓને જરા યે ડગ્યા વિના સ્થિર પગલું રાખીને આપણે વટાવવી જોઈશે.

## ૩૫. આદિવાસીઓની સેવા

આદિવાસીઓની સેવા પણ રચનાત્મક કાર્યક્રમનું એક અંગ છે. આ કાર્યક્રમનાં જુદાં જુદાં અંગો ગણાવતાં ગણાવતાં તેમનો વારો છેક સોળમો આવ્યો પણ તેમનું મહત્ત્વ ઓછું સમજવાનું નથી. આપણો મુલક એટલો વિશાળ છે અને તેમાં વસતી જાતિઓ એટલી બધી ભાતભાતની છે કે આપણા દેશના સર્વ વતનીઓ ને તેમની દશા વિષે આપણામાંના સારામાં સારા લોકો પણ જેટલું જાણી લેવાની જરૂર છે તે બધું જાણવા ન પામે. આપણી પ્રજામાં સમાતા એકેએક ઘટકને બાકીનાં બીજાં બધાં ઘટકોનાં સુખદુ:ખ તે મારાં સુખદુ:ખ ને આપણે સૌ એક છીએ એ વાતનું જાગ્રત ભાન ન થાય તો આપણા મુલકની વિશાળતા ને વિવિધતાની આ વાત જેમ જેમ સમજાતી જાય છે તેમ તેમ આપણે સૌ એક રાષ્ટ્ર છીએ એવો દાવો સાબિત કરવાનું કામ કેટલું અઘરું છે તેનું ભાન થતું જાય છે.

આખા હિંદુસ્તાનમાં આ આદિવાસીઓની વસતિ બે કરોડની છે. ઠક્કરબાપાએ ગુજરાતના ભીલોની સેવાનું કાર્ય વર્ષો પહેલાં શરૂ કરેલું. ૧૯૪૦ની સાલના આરસામાં થાણા જિલ્લામાંથી શ્રી બાળાસાહેબ ખેરે પોતાની સ્વાભાવિક ધગશથી આ અત્યંત જરૂરી સેવાના કાર્યમાં ઝંપલાવ્યું. અત્યારે તેઓ આદિવાસી સેવામંડળના પ્રમુખ છે.

હિન્દના બીજા ભાગોમાં આવા બીજા ઘણા સેવકો કાર્ય કરે છે, તે છતાં તેમની સંખ્યા હજી પૂરતી નથી. સાચે જ “સેવાની ખેતીનો પાક બહોળો છે, પણ તેના લણનારા થોડા છે.” અને એ વાતનો તો કોણ ઇનકાર કરશે કે આ જાતની બધી સેવા કેવળ માનવહૃદયપ્રેરિત સેવા નથી પણ રંગીન રાષ્ટ્રસેવા છે. અને આપણને પૂર્ણ સ્વરાજના ધ્યેયની વધારે ને વધારે નજદીક લઈ જાય છે.

## ૩૬. સ્વેચ્છાએ અતિશૂદ્ર

આપણા ન્યાતજાતના ભેદોનાં મૂળ એટલાં ઊંડાં છે કે તેની અસર મુસલમાન, ખ્રિસ્તી અને અન્ય ધર્મના અનુયાયીઓ પર પણ થઈ છે. એ વાત સાચી છે કે વત્તાઓછા પ્રમાણમાં દુનિયાના બીજા ભાગોમાં પણ વર્ગોની દીવાલો છે. એનો અર્થ એવો થયો કે માણસજાત બધી જ આ રંગે રંગાયેલી છે. એને તો ધર્મને આપણે સાચા અર્થમાં સમજીએ તો જ દૂર કરી શકીએ. કોઈ પણ ધર્મનાં શાસ્ત્રોમાં આ જાતના ભેદભાવ અને નોખાપણાને મંજૂરી આપવામાં આવી નથી.

ધર્મની દષ્ટિએ તો બધા મનુષ્યો સમાન છે. શિક્ષણ, બુદ્ધિ, કે પૈસો કોઈને પણ એ વસ્તુઓ જેમની પાસે ન હોય તેમના કરતાં ઊંચા ગણાવાનો દાવો કરવાનો અધિકાર આપી શકે નહિ. જો કોઈ પણ માનવી સાચા ધર્મની શિસ્ત અને પવિત્રતાથી નિર્મળ બન્યો હોય તો એ જેમને જીવનમાં ઓછી તકો મળી છે તેમની સાથે પોતાની પાસે જે વધારે હોય તે વહેંચી લે. એમ હોવાથી આપણી આવી પડતી દશામાં સાચો ધર્મ આપણને બધાને અતિશૂદ્રો પ્રેરે છે.

# ૪. હિન્દુ-મુસ્લિમ એકતા

## ૩૭. જ્યાં સંપ છે ત્યાં શકિત છે

જ્યાં સંપ છે ત્યાં શકિત છે, એ બાળકોને ઘૂંટવા માટે લખાયેલું કોપીબુકનું વાકય નથી, પણ એ એવો નિયમ છે કે હિન્દુ-મુસલમાનની એકતા વિષે એ બહુ યોગ્ય દૃષ્ટાન્ત પૂરું પાડે છે. જો આપણામાં ભાગલા પડયા તો આપણે પડયા જ છીએ. જ્યાં સુધી હિન્દુ અને મુસલમાન એકબીજાનાં ગળાં કાપવા તૈયાર હોય ત્યાં સુધી કોઈ ત્રીજી સત્તા સહેલાઈથી હિન્દુસ્તાનને ગુલામ બનાવી શકશે. હિન્દુ-મુસલમાનની એકતાનો અર્થ ફકત હિન્દુઓ અને મુસલમાનોની એકતા પૂરતો જ મર્યાદિત નથી પણ જેઓ હિન્દુસ્તાનને પોતાનો સ્વદેશ માનતા હોય—પછી તે ગમે તે ધર્મના હોય—તેમની બધાની વચ્ચે એકતા એવો થાય છે.

## ૩૮. દોસ્તીનો કાયદો

તકરારને સારુ હમેશાં બે પક્ષની જરૂર રહે છે. એક જ્યારે ભૂલ કરે ત્યારે બીજાએ શાંત રહી જવું જોઈએ. તો જ હિન્દુ–મુસ્લિમ મિત્રતા નભે. એકની ભલાઈની સાથે બીજો ભલો રહે તે કંઈ દોસ્તીનો ન્યાય ન થયો. તે તો ન દોસ્તીનો ન દશ્મનીનો ન્યાય થયો. તે તો વ્યાપાર થયો ને સાટું થયું. દોસ્તીમાં વેપાર કે સાટાને અવકાશ નથી. દોસ્તી બહાદુર બહાદર વચ્ચે જ થઈ શકે, સાટું નબળા વચ્ચે હોય. આપણે નબળા ને સબળા બન્ને છીએ. તેથી હિન્દુ-મુસ્લિમ વચ્ચેનો સંબંધ દોસ્તી પણ છે ને સાટું પણ છે. સાટું મટી દિવસે દિવસે દોસ્તી વધતી જાય છે એમ આપણે માનીએ. એક પક્ષ દહાડે દહાડે શુદ્ધ થતો જાય ને બહાદુર બનતો જાય એ મિત્રતા હમેશને સારુ નભે.

બહાદુરીનો અર્થ દાંડાઈ નથી. જે પોતાના બળથી બીજાને કચરે તે બહાદુર નથી. પણ બળ હોવા છતાં કોઈને ડરાવતો નથી ને નબળાનું રક્ષણ કરે છે તે બહાદુર છે. બહાદુર ડરે તો શાનો જ? મુસલમાન શરીરે બળિયા છે, તેમને તો આખી દુનિયાની મદદ હોય તે છતાં હિન્દુઓ પોતે ન ડરે ને ઈશ્વર ઉપર પોતાનો આધાર રાખી ન્યાયમાર્ગને લેશ પણ ન છોડે. મુસલમાન માને કે ભલે હિન્દુની સંખ્યા વધારે

છે, છતાં તે તેનો વિશ્વાસ કરે ને બહારના મુસલમાનની મદદ હિન્દુની સામે લેવામાં શરમ માને. પણ બેઉ પક્ષ આમ સભ્ય વર્તણૂક ન ચલાવે, છતાં એક પક્ષ પણ સભ્ય રહે તો હિન્દુમુસ્લિમ મિત્રતાને કદી આંચ આવવાની નથી. એટલે કે એક પક્ષ પણ જો પોતાના ધર્મ પર કાયમ રહેશે તો દુશ્મની કદી નહિ થાય. પોતાના ધર્મ પર કાયમ તો એ જ ગણાય કે જે પોતાની સહીસલામતીનું કામ કેવળ ઈશ્વરને કે ખુદાને સોંપે ને પછી નિશ્ચિન્તપણે કેવળ નીતિને માર્ગે જ ચાલે. આ કાયદાને જો હિન્દુ મોપલાના કિસ્સાને લાગુ પાડે તો તે મોપલાનો દોષ જોતો છતાં પોતે મુસલમાનને દોષ ન દે. જે હિન્દુને નુકસાન પહોંચ્યું હોય તેને મદદ દે ને દરેક સ્વાશ્રયી બને તેવી તજવીજ કરે.

સ્વરાજનો અર્થ એ છે કે એક પણ અનેકની સામે ઝૂઝે ને તેનાથી ન ડરે. હિન્દુએ મુસલમાનની ખાનદાની ઉપર જ નભવાનું નથી, મુસલમાન હિન્દુની હલકાઈથી ત્રાસ ન પામે. બન્ને પોતપોતાના બળ ઉપર નભે ને એકબીજાને પોષે. મોપલાના અત્યાચારથી એક પણ હિન્દુ કેમ ભાગ્યો? અંગ્રેજ લશ્કરથી ડર ખાઈ એક પણ હિન્દુએ કેમ મોપલાની વિરુદ્ધ ખબર આપી? મોપલા કયાં સંતાયા છે તેની ખબર આપવા કંઈ એક પણ હિન્દુએ મોપલાથી ડરી કેમ મુસલમાન ધર્મની ક્રિયાઓ કરવાનો ડોળ કર્યો? જે ન્યાય અંગ્રેજ સત્તાની સામે આજ લગાડીએ છીએ તે જ ન્યાય–મરી જવાનો–બધા અત્યાચારના પ્રસંગે લગાડવો જોઈએ. અત્યાચારીને મારીને હઠાવશે તે કોઈ દિવસ પોતે પણ અત્યાચાર કરવા લલચાશે, કેમ કે તે ઈશ્વર ઉપર પોતાનો આધાર રાખવાને બદલે પોતાના બાહુબળ ઉપર આધાર રાખતો થશે. પોતાને ઈશ્વર માનનારનો નાશ જ સંભવે છે. તે કદી સ્વતંત્ર ન બને, કેમકે તેણે તો ઈશ્વરના જ પદ ઉપર તરાપ મારી છે ને તે પદભ્રષ્ટ થયો છે. પદભ્રષ્ટને તો સ્વત્વની શોધ કરવાની રહી.

## ૩૯. એકવીસ દિવસના ઉપવાસ જાહેર કરતું નિવેદન

તાજેતરના બનાવો મારે માટે અસહ્ય બન્યા છે. મારો ધર્મ મને શીખવે છે કે જ્યાં જ્યાં આપણે દૂર ન કરી શકીએ એવું દુ:ખ હોય, ત્યારે આપણે ઉપવાસ અને પ્રાર્થનાનો આશરો લેવો જોઈએ. મેં મારાં વહાલામાં વહાલાં સ્વજનો માટે એ માર્ગ ગ્રહણ કર્યો છે. હું જે કંઈ બોલું અથવા લખું તેથી બે કોમોમાં

સંપ થાય એવું કાંઈ મારી નજરમાં આવતું નથી. તેથી હું આજથી એકવીસ દિવસની અનશનની કસોટીમાં મારી જાતને મૂકું છું. મારું અનશન બુધવાર ૮મી ઑક્ટોબરે પૂરું થશે. મીઠાવાળું કે મીઠાવિનાનું પાણી પીવાની હું એ અનશનમાં છૂટ રાખીશ. એ અનશન તપ અને પ્રાર્થના બન્નેની ગરજ સારશે.

તપશ્ચર્યા તરીકે મારે લોકોને વિશ્વાસમાં લેવાની જરૂર નહોતી, પણ આની જાહેરાત એ હિન્દુઓ તથા મુસલમાનોને કે જેમણે સંપીને કામ કર્યું છે, ને આત્મઘાતનો રસ્તો લીધો નથી, તેમને માટે પ્રાર્થનારૂપ બને એવી હું આશા રાખું છું. હું આદરપૂર્વક બધી જાતિના વડાઓને—જેમાં અંગ્રેજોનો પણ સમાવેશ થાય છે—એકબીજાને મળીને, આ ઝઘડો કે જે ધર્મને અને માનવતાને કલંકરૂપ છે તેનો અન્ત લાવવા આમંત્રણ આપું છું. જાણે એમ લાગે છે કે ઈશ્વરને નિર્વાસિત બનાવી દેવાયો છે. આપણે એની આપણા હૃદયમાં ફરીથી સ્થાપના કરીએ.

## ૪૦. અનશન વિષે

મારા વાચકોને હું એ ખાતરી આપવા ઈચ્છું છું કે મેં અનશન વગરવિચાર્યે કર્યું નહોતું. ખરું જોતાં અસહકારના જન્મ પછી મેં હમેશાં મારી જિંદગીને હોડમાં મૂકયા કરી છે. મેં કાંઈ આંધળિયાં કરીને એ નિર્ણય લીધો નહોતો. એનાં ભયસ્થાનોથી હું પૂરેપૂરો સચેત હતો. મારું કોઈ પણ કાર્ય પ્રાર્થના વિના કરવામાં આવતું નથી. માણસ હમેશાં ભૂલને પાત્ર છે. એ પોતાના કોઈ પગલા વિશે ખાતરીથી કહી શકે નહિ. એ જેને પોતાની પ્રાર્થનાનો જવાબ ગણતો હોય તે એના અભિમાનનો પડઘો હોઈ શકે. પ્રાર્થના દ્વારા સાચી દોરવણી માટે માણસનું હૃદય પૂર્ણાંશે નિર્દોષ હોવું જોઈએ. નિર્દોષ એટલે કશીય બૂરાઈ આચરવાને અશકિતમાન. હું એવો દાવો કરી શકું નહિ. મારો તો ભૂલો કરતો, પ્રયત્ન કરતો, સંઘર્ષ અનુભવતો, અપૂર્ણ એવો આત્મા છે. પણ હું મારી જાત પર ને બીજાઓ પર પ્રયોગ કરીને જ ઊંચો ચઢી શકું. હું એકમેવઅદ્વિતીય એવા ઈશ્વરમાં, અને એવી માનવતામાં માનું છું. આપણાં અનેક શરીરો હોય તેથી શું થઈ ગયું? પ્રત્યાવર્તનને લીધે સૂર્યનાં કિરણો અનેક છે, પણ તે બધાનું મૂળ તો એક જ છે. એથી દુષ્ટમાં દુષ્ટ આત્માથી પણ હું અલગ થઈ શકું નહિ (અત્યંત ગુણી મનુષ્યના

આત્માથી પણ તેવી જ રીતે અલગ રહી શકું નહિ) તેથી મારી ઇચ્છા હોય કે ન હોય, મારે મારા પ્રયોગમાં મારા સારાય અસ્તિત્વને સંડોવવું જોઈએ અને પ્રયોગ વિના તો મને ચાલે જ નહિ. જિંદગી એ અનેક પ્રયોગોની માળા છે.

અમેથી, શાંભા અને ગુલબર્ગામાં જે કાંઈ બન્યું તેણે મને ખૂબ હલાવી મૂકયો. અમેથી તથા શાંભા વિશેના હિન્દુ અને મુસલમાન મિત્રોએ જે અહેવાલ તૈયાર કર્યા હતા તે મેં વાંચ્યા હતા. જે હિન્દુ તથા મુસલમાન મિત્રો ગુલ-બર્ગા ગયા હતા, તેમની સંયુકત તપાસને અંતે તેઓને જે માલૂમ પડયું હતું તેની પણ મને જાણ થઈ હતી. હું ઊંડું દર્દ અનુભવતો હતો, છતાં મારી પાસે કોઈ ઇલાજ નહોતો. કોહટના સમાચારે જે ધૂંધવાતું હતું તેનો મોટો ભડકો કર્યો. કાંઈક તો કરવું જ જોઈએ ને. મેં બે રાતો દુ:ખમાં સીઝતાં અનિદ્રામાં વિતાવી. બુધવારે મને ઇલાજ મળી ગયો કે મારે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. સત્યાગ્રહ આશ્ર-મમાં સવારની પ્રાર્થના વખતે અમે દયાના દેવ શિવને જાણ્યેઅજાણ્યે કરેલાં પાપની ક્ષમા આપવાનું કહેતા. આ મારું પ્રાયશ્ચિત્ત એ લોહીનીગળતા હૃદયની અજાણતાં કરેલાં પાપોની ક્ષમા માગતી પ્રાર્થના છે.

જે હિન્દુઓ અને મુસલમાનો મને ચાહવાનો દાવો કરે છે તેને માટે આ ચેતવણીરૂપ છે. જો તેઓ મને સાચી રીતે ચાહતા હશે, અને જો હું તેમના પ્રેમને લાયક હોઈશ તો તેઓ પણ મારી સાથે અમારા હૃદયમાં પરમાત્માને સ્થાન ન આપ-વાના મહાપાપ માટે પાયશ્ચિત્ત કરશે. એકબીજાના ધર્મની નિન્દા કરવી, બેફામ આક્ષેપાત્મક નિવેદનો કરવાં, જૂઠાણું ચલાવવું, નિર્દોષ માણસોનાં માથાં ભાંગવાં, મંદિરો અને મસ્જિદોને અપવિત્ર કરવાં એ બધું ઈશ્વરનો ઇનકાર કરવા બરાબર છે. દુનિયાના લોકો આપણી વચ્ચે જે શ્વાનયુદ્ધ ચાલી રહ્યું છે, તે કોઈ આનંદથી તો કોઈ દુ:ખથી જોઈ રહ્યા છે. આપણે ફકત શેતાનનો જ અવાજ સાંભળ્યો છે. ધર્મ પછી તેને તમે ગમે તે નામે ઓળખો એ તો સંગીન તત્ત્વોનો બનેલો છે. હિન્દુ અને મુસલમાનોનું પ્રાયશ્ચિત્ત ઉપવાસ દ્વારા નહિ થાય પણ પાછાં પગલાં ભરવાથી થશે. મુસલમાનને માટે સાચું પ્રાયશ્ચિત્ત હિન્દુ ભાઈ તરફ ખરાબ ભાવના ન રાખવી અને હિન્દુ માટે સાચું પ્રાયશ્ચિત્ત મુસલમાન ભાઈ તરફ દ્વેષ ન રાખવો એ જ છે.

હું કોઈ હિન્દુ કે મુસલમાનને એના ધાર્મિક સિદ્ધાંતોને તલમાત્ર છોડી દેવાનું

કહેતો નથી. ફક્ત એને ખાતરી હોવી જોઈએ કે એ જે કરે છે તે ધર્મ છે. આમ છતાં હું દરેક હિન્દુ અને મુસલમાનને કોઈ દુન્યવી લાભ માટે ન લડવા વીનવું છું. મારા અનશનથી જો કોઈ પણ કોમને પોતાના સિદ્ધાંતો જતા કરવા પડે તો મને ખૂબ જ દ:ખ થશે. મારો ઉપવાસ તો મારી અને મારા પરમેશ્વરની અંગત બાબત છે.

કેટલાક એમ કહે છે કે હું મુસલમાન મિત્રો જોડે ગાઢ રીતે સંકળાયેલો હોઈને હું હિન્દુનું મન સમજવાને માટે અપાત્ર છું. પણ હું જ હિન્દુનું મન છું. જ્યારે મારો કણેકણ હિન્દુનો છે ત્યારે હિન્દુનું મન જાણવા મારે હિન્દુ જોડે રહેવાની જરૂર નથી. જે વિપરીત સંજોગોમાં પણ એ વિકસી ન શકે એમ હોય તો મારું હિન્દુ-પણું બહુ દરિદ્ર હોવું જોઈએ. હિન્દુપણા માટે શું જરૂરી છે એ તો હું અંત:પ્રેરણા દ્વારા જાણું છું. પણ મુસલમાનના મનને જાણવા મારે મહેનત કરવી જોઈએ. સારામાં સારા મુસલમાનોના નજીકના સંપર્કમાં હું જેમ જેમ આવું છું તેમ તેમ મુસલમાનો અને તેમનાં કાર્યોને હું વધારે ન્યાયી રીતે સમજી શકું છું. આ બન્ને કોમો વચ્ચે હું સારામાં સારી કડી બનવા પ્રયત્ન કરી રહ્યો છું. મારી કોશિશ તો જરૂર પડે તો એ બન્ને કોમોને મારા લોહીથી મજબૂત રીતે સાંધવાની છે. પણ હું એમ કરી શકું તે પહેલાં હું જેવો હિન્દને ચાહું છું તેવો મુસલમાનોને પણ ચાહું છું તેની મારે મુસલમાનોને ખાતરી કરી આપવી જોઈએ. મારો ધર્મ મને બધાને સમાન ભાવે ચાહવાનું કહે છે. મને મારા આ કામમાં ઈશ્વર સહાય કરે છે. મારો ઉપવાસ બીજી કેટલીક વસ્તુઓની સાથેસાથે બધાને માટે સમાન અને નિસ્વાર્થ પ્રેમ મારામાં ઉત્પન્ન થાય તે માટે હું લાયક બનું તેટલા માટે પણ છે.

## ૪૧. અનશન છોડતાં પહેલાં કરેલું નિવેદન

હિન્દ–મુસ્લિમ ઐકય માટેનો મારો રસ કંઈ નવી વાત નથી. છેલ્લાં ત્રીસ વર્ષોથી મારી એ ઝંખના રહી છે, પણ એને સિદ્ધ કરવામાં મને સફળતા મળી નથી. ઈશ્વરની શી ઇચ્છા હશે તે કળાતું નથી. મારા વ્રતના બે ભાગ હતા તેની તો તમને ખબર છે. એમાંના એક ભાગમાં તો મને સફળતા મળી છે. જનાબ મહમદઅલીના ઘરમાં કાલે રાત્રે જે લોકો ભેગા થયા હતા તે મિત્રોની ઇચ્છાને માન આપી બીજા ભાગને મેં પાછો ખેંચ્યો છે. આ બીજો ભાગ મેં પાછો ન

ખેંચ્યો હોત તો પણ એકતા પરિષદની સફળતાને કારણે મારો ઉપવાસ મેં છોડયો હોત.

આજે હું તમને સાગ્રહ વિનતિ કરું છું કે હિન્દુ–મુસ્લિમ ઐક્ય માટે તમારા જાન આપી દેવાને તૈયાર છો એવું મને વચન આપો. જો એ ઐક્ય ન મેળવાય તો મારે માટે હિન્દુપણું અર્થવિહીન બની જાય. અને આ વાત હું બેધડક મુસલમાન ધર્મ વિષે પણ કહી શકું. આપણે સાથે રહી શકીએ એવું વાતાવરણ ઉત્પન્ન થવું જોઈએ. હિ દુ પોતાના મંદિરમાં પૂરેપૂરી છૂટથી પૂજા કરી શકે અને એટલી જ છટથી મુસલમાન એની મસ્જિદમાં આઝાન પઢી શકે એવું વાતાવરણ ઉત્પન્ન થવું જોઈએ. જો આપણે પોતાની રીતે પૂજા કરવાના—ભગવાનને ભજવાના—મૂળભૂત હકની બાંયધરી ન આપી શકીએ તો તો હિન્દુત્વને કે ઇસ્લામને કશો અર્થ નથી. હું આ બાબતનું વચન તમારી પાસે માગું છું, અને મને ખાતરી છે કે એ વચન મને મળશે જ. પણ મારી ઉપવાસ છોડવાની ઘડી આવી છે તે વખતે જવાબદારીનો બોજો મારા માથા પર એટલો વધી ગયો છે કે હું તમને આ પ્રતિજ્ઞા ફરી લેવા જણાવું છું.

## ૪૨. કોમી પ્રશ્નનો ઉકેલ

હું તમને યુગની બદલાયેલી પરિસ્થિતિથી સચેત થવા આગ્રહ કરું છું. જે લોકો તેમના શાંત સ્વભાવ માટે પંકાયેલા છે તેમને અકળાવીને તંગ ન કરવા જણાવું છું. અમે નરમ હિન્દની વાત કરીએ છીએ અને મુસલમાન પણ સારા કે ખરાબ હિન્દુની સંગતમાં આવતાં નરમ બને છે. મુસલમાનનો મેં અહીં જે ઉલ્લેખ કર્યો છે તે મને લઘુમતીના પ્રશ્ન તરફ દોરી જાય છે. એ વાત તમે નક્કી માનજો કે એ પ્રશ્ન અહીં જ પેદા થયો ને પોષાયો છે, અને હું હિન્દુસ્તાનમાં જે કહેતો હતો તે અહીં ફરીથી કહું છું કે—એ શબ્દોને હું ભૂલી શકયો નથી—લઘુમતીના પ્રશ્નોનો જ્યાં સુધી ઉકેલ નહિ આવે ત્યાં સુધી હિન્દુસ્તાનને સ્વરાજ કે આઝાદી મળવાનાં નથી એ હું જાણું છું, એની મને ખાતરી થઈ છે. એમ છતાં હું અહીં એ આશાએ આવ્યો છું કે અહીં મને કદાચ આ પ્રશ્નને ઉકેલવાની તક મળે. લઘુમતીના પ્રશ્નનો સાચો અને જીવંત ઉકેલ મને ક્યારેક મળશે. એ વિષે હું નિરાશાવાદી નથી. બીજે મેં જે કહ્યું છે તે વાતનું હું પુનરુચ્ચારણ કરું છું કે વિદેશી રાજ્યના રૂપમાં જ્યાં

સુધી એક કોમ અને બીજી કોમ વચ્ચે, એક વર્ગ અને બીજા વર્ગ વચ્ચે ફાચર મારવામાં આવે છે ત્યાં સુધી સાચો અને જીવંત ઉકેલ આવવાનો નથી, અને બે કોમો વચ્ચે દોસ્તી થવાની નથી.

અહીં જે ઉકેલ આવશે તે બહુ બહુ તો કાગળ પૂરતો જ ઉકેલ હશે પણ તમે જ્યારે ફાચર કાઢી લેશો ત્યારે ઘરના સંબંધો, ઘરનો પ્રેમસંબંધ, એક જ ભૂમિમાં અમે જન્મ્યા છીએ એ ભાવના, એ બધાની શું કશી જ અસર નહિ પડે?

જ્યારે હિન્દુસ્તાનમાં અંગ્રેજોનું રાજ્ય નહોતું, જ્યારે હિન્દુસ્તાનમાં અંગ્રેજનો ચહેરો જોવા મળતો નહોતો, ત્યારે શું હિન્દુ, મુસલમાન અને શીખ એકબીજા જોડે ઝઘડયા જ કરતા હતા? હિન્દુ અને મુસલમાન ઈતિહાસકારોએ પ્રચૂર પ્રમાણમાં એ વાતની સાક્ષી પૂરી છે કે ત્યારે અમે ઘણી શાંતિમાં જીવતા હતા, અને આજે પણ ગામડામાં હિન્દુ અને મુસલમાન ઝઘડતા નથી. સ્વર્ગસ્થ મૌલાના મહમદઅલી કે જે અલ્પાંશે ઈતિહાસકાર હતા તે મને વારંવાર કહેતા હતા કે, "જો અલ્લાહ મને જીવતો રાખે તો હું હિન્દુસ્તાનમાં મુસલમાન રાજ્યનો ઈતિહાસ લખવા માગું છું, અને તેમાં અંગ્રેજોએ સાચવી રાખેલા દસ્તાવેજો દ્વારા કે બ્રિટિશ ઈતિહાસકારોએ ઔરંગઝેબને જેવો ખરાબ ચીતર્યો હતો તેવો એ નહોતો, અને મોગલ રાજ્ય બ્રિટિશ ઈતિહાસમાં બતાવવામાં આવ્યું છે તેવું ખરાબ નહોતું." વગેરે. અને આવું જ હિન્દુ ઈતિહાસકારોએ પણ લખ્યું છે. આ ઝઘડો કાંઈ જૂનો નથી. આ શરમજનક પરિસ્થિતિ હું નિશ્ચયપૂર્વક કહી શકું એમ છું કે અંગ્રેજોના આવ્યા પછી સરજાઈ છે. અને હિન્દુસ્તાન તથા બ્રિટન વચ્ચેનો આ અકુદરતી, કમનસીબ, કૃત્રિમ સંબંધ જો કુદરતી સંબંધમાં ફેરવાવાનો હોય, અને જ્યારે બન્ને પક્ષમાંથી ગમે તે પક્ષની ઇચ્છા થતાં જોડાણ તૂટી શકે એવું મરજિયાત જોડાણ થાય ત્યારે તમે જોશો કે હિન્દુ, મુસલમાન, શીખ, યુરોપિયન, એંગ્લો ઈન્ડિયન, ખ્રિસ્તી અને અંત્યજો બધા જાણે એક જ હોય એવી રીતે જીવી શકશે.

## ૪૩ મારે માટે પ્રાર્થના કરો

...મેં ઘણીવાર એવી ફરિયાદ થતી સાંભળી છે કે હિન્દુ—મુસલમાનની એકતાની સ્થાપના, એ વિષેના મારા પૂરતા પ્રયત્નોને અભાવે ખોરંભે પડી છે, અને એમ પણ કહેવામાં આવે છે કે જો હું ફક્ત એ બાબત પર જ મારુ ધ્યાન કેન્દ્રિત કરું,

તો આજે એ એકતા સ્થપાય. હું તમને ખાતરી આપું છું કે આજે મારું ધ્યાન હું કેન્દ્રિત નથી કરતો એનો અર્થ એવો નથી કે હિન્દુ–મુસ્લિમ એકતા માટેની મારી ધગશ ઓછી થઈ ગઈ છે, પણ મને એ વાતનું ભાન થયું છે—અને એ ભાન પહેલાં કયારે ય થયું નહોતું—કે આ મહાન કાર્યની સિદ્ધિ માટે હું બહુ નબળું સાધન છું અને મહાન ધ્યેયની પ્રાપ્તિ માટે ફકત બાહ્ય સાધનો પૂરતાં નથી. એથી મેં ધીમે ધીમે બધું ઈશ્વરની ઇચ્છા પર છોડી દીધું છે.

જો તમે મારા હૃદયને ચીરીને અંદર જુઓ તો તમને જણાશે કે હિન્દુ–મુસ્લિમ એકતા માટે પ્રાર્થના અને આધ્યાત્મિક તલસાટ ત્યાં સતત ચાલ્યા જ કરે છે અને ઊંઘતાં કે જાગતાં એમાં ક્ષણ માત્રનો પણ વિરામ નથી. હિન્દુ-મુસ્લિમ એકતા હું એટલા માટે ઇચ્છું છું કે મને ખબર છે કે એના વિના સ્વરાજ સંભવી ન શકે. કોઈ એમ ન માની લે કે હિન્દુઓ બહુમતી કોમ છે એટલે તેઓ જ બીજી કોમોના પીઠબળ કે સહાય વિના સવિનયભંગની લડત શરૂ કરીને સ્વરાજ મેળવી શકશે. મેં વારંવાર કહ્યું છે કે સવિનયભંગ ફકત થોડા માણસો જ કરે તો પણ અસરકારક બને. પણ એ થોડા માણસો સમગ્ર રાષ્ટ્રની તાકાતના અને સંયુકત ઇચ્છાશકિતના મૂર્તિમંત પ્રતિનિધિઓ હોવા જોઈએ. સશસ્ત્ર લડાઈમાં પણ શું એવું નથી હોતું? લડાયક દળોને સારીય પ્રજાના પીઠબળ અને સહકારની જરૂર પડે છે; એના વિના તેઓ પાંગળા બની જાય છે. હિન્દુ–મુસ્લિમ એકતા માટે હું બહુ અધીરો છું, કારણ કે હું સ્વરાજ માટે અધીરો બન્યો છું. મને પૂરો વિશ્વાસ છે કે હિન્દુ અને મુસલમાનની વચ્ચે સાચી અને કાયમી એકતા, નહિ કે થાગડથીગડ કરેલી રાજકીય એકતા; વહેલીમોડી આવવાની જ છે અને વહેલી આવશે પણ મોડી નહિ. એ સ્વપ્ને બાળપણથી મારું મન ભરી દીધું છે. મને તાદશ સ્મરણ છે કે મારા પિતાજીના સમયમાં રાજકોટમાં હિન્દુઓ અને મુસલમાનો એકબીજાના ઘેર સારામાઠા પ્રસંગોમાં ને ધાર્મિક વિધિમાં કેવા જાણે સગા ભાઈઓ હોય તે રીતે ભાગ લેતા. હું માનું છું કે આ દેશમાં ફરી પાછા એવા શુભ દિનો આવશે. હમણાં બે કોમો વચ્ચે જે મનદુ:ખ દેખાય છે, અને નાનામોટા દોષોનું આરોપણ એકબીજા પર થાય છે એ અકુદરતી હોઈ ઊલટે રસ્તે જનારું વલણ છે, એ કાંઈ હમેશને માટે ટકી શકે નહિ.

દુનિયામાં મોટામાં મોટી સિદ્ધિઓ ઈશ્વરી સહાય વિના એકલા મનુષ્યના પ્રય-

ત્નથી પ્રાપ્ત થતી નથી. એ સિદ્ધિ પરમાત્માએ નિશ્ચિત કરેલા સમયે જ પ્રાપ્ત થાય છે. ઈશ્વર પોતાની રીતે પોતાનું માધ્યમ પસંદ કરી લે છે. કોને ખબર છે કે હું દિલથી સતત પ્રાર્થના કરતો હોવા છતાં આ મહાન કાર્ય માટે હું અયોગ્ય પણ હોઉં? આપણે હમેશાં કટિબદ્ધ રહેવું જોઈએ અને આપણા દીવાને બળતો રાખવો જોઈએ, કારણકે આપણને ખબર નથી, કોની પર કયારે પરમાત્માની પસંદગી ઊતરશે. તમે મારી પ્રત્યે આંગળી ચીંધીને તમારી જવાબદારી ટાળી શકશો નહિ. મારે માટે તમે એવી પ્રાર્થના કરો કે મારી જિંદગી દરમિયાન મારું સ્વપ્નું ફળે. આપણે હતાશ થવાની કે નિરાશાવાદી બનવાની જરૂર નથી. માણસની ગણતરીમાં ઈશ્વરની કાર્ય-રીતિ નથી પકડાતી.

## ૪૪. મારું સ્વપ્નું

હું જુવાન હતો અને રાજકારણની બાબતમાં કશું સમજતો નહોતો ત્યારનો હિન્દુ–મુસલમાન વગેરે સૌની હૃદયની એકતાનું સ્વપ્નું જોતો આવ્યો છું. મારા જીવનની સંધ્યાએ મારું એ સ્વપ્નું સાચું પડેલું જોઈ હું આનંદથી નાના બચ્ચાંની જેમ નાચી ઊઠીશ. આપણા ઘરડાઓએ જે એકસો ને પચીસ વર્ષની અવધને માણસની આવરદાની પૂરી અવધ કહી છે તે પૂરી કરવાની મારી ઇચ્છા એ પછી ફરી જાગશે. આવા રૂડા સ્વપ્નાની સિદ્ધિને અર્થે પોતાની જિંદગી કુરબાન કરવા કોણ તૈયાર નહિ થાય? મારું આ સ્વપ્નું સિદ્ધ થશે પછી જ આપણને સાચું સ્વરાજ મળશે. તે પછી હિન્દ અને પાકિસ્તાન કાયદા અને ભૂગોળની દૃષ્ટિથી ભલે બે અલગ રાજયો ગણાતાં હશે પણ આપણા રોજિંદા જીવનવ્યવહારમાં આપણે બે જુદા નહિ હોઈએ. પછી આપણું દિલ એક થયું હશે. આ ધ્યેય તમારે સૌને માટે અને મારે માટે એટલું ભવ્ય છે કે તે પૂરેપૂરું સાચું નહિ પડે. છતાં એક મશહૂર ચિત્રકારના એક મશહૂર ચિત્રમાંના બાળકની પેઠે એ ધ્યેય મને મળશે નહિ ત્યાં સુધી મને સમાધાન થવાનું નથી. એથી જરાય ઓછી સિદ્ધિને માટે હું જીવતો નથી ને જીવતો રહેવા માગતો નથી. પાકિસ્તાનથી મને પુછાવનારા ભાઈઓ બની શકે તેટલા પ્રમાણમાં આ ધ્યેયની નજીક પહોંચવામાં મને મદદ કરે. કોઈક ધ્યેયને પહોંચી જઈએ છીએ પછી તે ધ્યેય નથી રહેતું. પણ માણસો ધ્યેયની પાસે જરૂર જઈ શકે. દરેક માણસ આ ધ્યેયને પહોંચવાને લાયક બનવાને ખાતર આત્મશુદ્ધિ કરી શકે.

૧૮૯૬ની સાલમાં દિલ્હી ને આગ્રાના કિલ્લા જોવાને હું ગયેલો ત્યારે બેમાંના એક દરવાજા પર મેં નીચેની કવિતા વાંચી હતી: "દુનિયામાં ક્યાંયે સ્વર્ગ હોય તો તે અહીં છે, અહીં છે, અહીં છે." પોતાની અત્યંત જાહોજલાલી છતાં એ કિલ્લો મારી નજરે સ્વર્ગ જેવો નહોતો લાગ્યો. પરંતુ પાકિસ્તાન એવું લાયક બને કે તેને દરવાજે દરવાજે એ કવિતા મુકાય તો મને ઘણો આનંદ થશે. એ સ્વર્ગ જોઈએ તો યુનિયન જેકમાં હોય કે પાકિસ્તાનમાં હોય પણ તેમાં કોઈ ગરીબ નહિ હોય, ભિખારી નહિ હોય; તેમાં કોઈ ઊંચો નહિ હોય, કોઈ નીચો નહિ હોય: કોઈ તેમાં કારખાનાનો કરોડાધિપતિ માલિક નહિ હોય ને કોઈ અર્ધે પેટે કામ કરનારો મજૂર નહિ હોય; નહિ તેમાં દારૂ જોવાને મળે, નહિ તેમાં બીજી કેફી ચીજો જોવાની જડે; તેમાં સૌ રાજીખુશીથી અને અભિમાનથી પોતાનો રોટલો કમાવાને અંગમહેનત કરતાં હશે; એ સ્વર્ગમાં જેવો પુરુષોનો દરજ્જો હશે ને તેમનાં માન-આબરૂ હશે તેવાં જ સ્ત્રીઓનાં હશે; એમાં સ્ત્રી અને પુરુષ બન્નેની પવિત્રતાની સંભાળ રાખવામાં આવતી હશે. ' મર પ્રમાણે હરેક સ્ત્રીને એમાં વસતા હરેક ધર્મને અનુસરનારા પુરુષો પોતાની મા, બહેન અગર દીકરીઓ ગણશે; એ દેશમાં અસ્પૃશ્યતા નહિ હોય, ને સર્વધર્મોનો સરખો આદર રાખવામાં આવશે. જે કોઈ આ બધું સાંભળે અગર વાંચે તે સૌ સૂર્યના જીવનદાયી તડકામાં પડયો પડયો હું આ કાલ્પનિક ચિત્રના આનંદની લહેરમાં ઘસડાયો તે માટે મને માફ કરે.

જે લોકો આવું થાય કે નહિ તે વિષે શંકા રાખવાવાળા છે તે સૌને હું ખાતરી આપવા માગું છું કે મારો ઉપવાસ જલદી છૂટે એવી મને રજભાર ઇચ્છા નથી. મારા જેવા બેવકૂફ તરંગી લોકોના તરંગોમાં દેખાતી લીલી વાડીઓ કદી ફળ આપનારી ન થાય અને ઉપવાસ કદી ન છૂટે તો તેમાં જરાય ગભરાવા જેવું નથી, કશીય હરકત નથી. જેટલી જરૂર હોય તેટલો વખત વાટ જોવાની મારામાં ધીરજ છે. પરંતુ મને કેવળ બચાવવાને ખાતર લોકો કંઈક કરશે તો મને દુઃખ થશે. મારો દાવો છે કે ઉપવાસ ઈશ્વરની પ્રેરણાથી મંડાયો છે, અને તેથી જ્યારે ઈશ્વરની ઇચ્છા હશે ત્યારે છૂટશે. એની ઇચ્છા ટાળવાને આજ સુધી કોઈ સમર્થ થયું નથી, ભવિષ્યમાં પણ કદી સમર્થ નહિ થાય.

# ૫. ભાષા

## ૪૫. આપણી ફરજ

ભાષાનો પ્રશ્ન મોટો છે તેમ જ ઘણો મહત્ત્વનો પણ છે. જો બધા જ નેતાઓ આ પ્રશ્નને પોતાનો બધો જ સમય આપે, ને બીજી બધી જ પ્રવૃત્તિઓ છોડી દે તો એનો ઉકેલ આવે. પણ જો આપણે આને ફકત બીજા દરજ્જાનું મહત્ત્વ આપીએ, ને એની તરફ જરા પણ દુર્લક્ષ કરીએ તો એને માટે લોકોને જે અદમ્ય ઉત્સાહ દેખાય છે, અને એમાં લોકો જે સક્રિય રસ લે છે તે બધું ફોગટ જાય.

ભાષા તો આપણી મા જેવી છે. છતાં આપણને આપણી મા તરફ જેટલો પ્રેમ છે તેટલો પ્રેમ આપણે એની તરફ નથી રાખતા. ખરું જોતાં મને આવી પરિષદોમાં રસ નથી. આ તો ત્રણ દિવસનો મેળો છે. તે પછી આપણે વિખરાઈ જશું, આપણી પોતપોતાની જગ્યાએ જતા રહેશું, અને આપણે જે કાંઈ કહ્યું કે સાંભળ્યું તે બધું ભૂલી જઈશું. અત્યારે જેની જરૂર છે તે દૃઢતાથી કામ કરવાની પ્રબળ તમન્નાની છે. પ્રમુખનું ભાષણ સાંભળવાથી તમારામાં એ તમન્ના નહિ જાગે, એ તો તમારે પોતે જ તમારામાં જાગ્રત કરવાની છે. આપણી સામે એક આક્ષેપ એવો કરવામાં આવે છે કે આપણી ભાષામાં જોમ નથી. જ્યાં અજ્ઞાન હોય ત્યાં જોમ ક્યાંથી આવે? આપણામાં નથી જિજ્ઞાસાવૃત્તિ કે નથી કામ કરવાની પ્રબળ વૃત્તિ. એ તો જ્યારે આપણે સક્રિય શકિત મેળવીશું ત્યારે આપણી આમ-જનતા અને આપણી ભાષા શકિતશાળી બનશે. વિદેશી ભાષા દ્વારા આપણને જે આઝાદી જોઈએ છે તે મળવાની નથી, કારણકે એ ભાષાનો ઉપયોગ આપણે અસરકારક રીતે કરી શકીએ જ નહિ એ તો સાદીસીધી વાત છે. ઈન્દોરમાં તમારો બધો વ્યવહાર હિન્દીમાં ચલાવો છો એ જાણીને હું ખૂબ રાજી થયો. આમ છતાં તમારા મુખ્ય પ્રધાને મને જે કાગળ લખ્યો તે અંગ્રેજીમાં હતો તે તરફ હું તમારું ધ્યાન દોરું તો મને માફ કરશો. ઈન્દોરના લોકોને કદાચ ખબર નહિ હોય, પણ હું તમને કહું છું કે, અહીંની અદાલતો હિન્દીમાં લખેલી દાવા અરજીઓ સ્વીકારે છે, પણ વિચિત્ર વાત તો એ છે કે વકીલો તેમની દલીલો અંગ્રેજીમાં કરે છે અને ન્યાયાધીશો તેમનો ચુકાદો પણ અંગ્રેજીમાં આપે છે. હું પૂછું છું કે ઈન્દોરમાં એવું

શા માટે હોવું જોઈએ. હું એ સ્વીકારું છું કે હિન્દીને અપનાવવાની ચળવળ બ્રિટિશ હિન્દમાં સફળ ન બને પણ દેશી રાજ્યોમાં એને સફળતા ન મળવાનું કોઈ કારણ નથી. પંડિત માલવીયજીએ એમના પત્રમાં બતાવ્યું છે તે પ્રમાણે ભણેલા વર્ગને અંગ્રેજીની મોહિની લાગી છે, અને પોતાની માતૃભાષા તરફ તેમણે અરુચિ કેળવી છે એ આપણી મોટી કમનસીબી છે. અંગ્રેજીનું આપણને જે દૂધ મળે છે એમાં પાણીની ભેળસેળ થયેલી છે, અને એમાં ઝેર મેળવેલું હોય છે. જ્યારે માતૃભાષાનું જે દૂધ મળે છે તે તદ્દન ચોખ્ખું હોય છે. પણ આંધળો ચોકખાનો અને ભેળસેળવાળાનો તફાવત જોઈ શકતો નથી, અને ગુલામ પોતાની બેડી શી રીતે તોડવી તે સમજી શકતો નથી. છેલ્લાં પચાસ વર્ષથી આપણે અંગ્રેજીના મોહમાં પડયા છીએ એનું પરિણામ એ આવ્યું છે કે, લોકો અજ્ઞાનના અંધકારમાં જ ગોથાં ખાય છે. આ પ્રશ્નને વિષે પરિષદે ખાસ વિચાર કરવો જોઈએ. આપણે એ જોવું જોઈએ કે એક વર્ષમાં એવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય કે આપણી રાજકીય કે સામાજિક પરિષદોમાં, અંગ્રેજીનો એક શબ્દ પણ ન સંભળાય. કૉન્ગ્રેસમાં, પ્રાંતીય ધારાસભાઓમાં કે અન્ય જાહેર સંસ્થાઓમાં અંગ્રેજીને સ્થાન ન હોય. આપણે અંગ્રેજીનો પૂર્ણપણે ત્યાગ કરી દઈએ. અંગ્રેજીએ તો વિશ્વભાષાનું સ્થાન મેળવ્યું છે, પણ એનું કારણ તો એ છે કે અંગ્રેજો આખી દુનિયામાં જઈને વસ્યા છે અને તેમણે ત્યાં વિસ્તાર કર્યો છે. એ સ્થાન એઓ ગુમાવશે કે તરત જ અંગ્રેજી પણ સંકોચાઈ જશે. આપણે આપણી પોતાની ભાષાની ઉપેક્ષા કરીએ અને એ રીતે એને નાબૂદ કરીએ તે હવે પરવડે એમ નથી. અંગ્રેજો પોતાની માતૃભાષા બોલવાનો અને પોતાના બધા કામ માટે તેનો ઉપયોગ કરવાનો આગ્રહ રાખે છે. આપણે પણ એવું જ કરીએ, અને એ રીતે હિન્દીને રાષ્ટ્રભાષાના ઊંચા સ્થાન પર ચડાવીએ; અને તો જ આપણે આપણી ફરજ બજાવી એમ કહેવાશે.

## ૪૬. હિન્દી શીખો

મેં એક બીજી વસ્તુ સૂચવી છે. આપણે બધાએ આપણી રાષ્ટ્રીય શાળાઓમાં જે શિક્ષણ આપણે મેળવવું જોઈતું હતું તેની તરફ બેદરકારી રાખી છે. બંગાળના, ગુજરાતના, કે દક્ષિણના યુવાનને મધ્ય પ્રાંત, ઉત્તર પ્રદેશ, પંજાબ કે હિન્દુસ્તાનની વિશાળ ભૂમિ કે જ્યાં હિન્દુસ્તાની સિવાય બીજી કોઈ ભાષા લોકો વાપરતા નથી

ત્યાં જવું મુશ્કેલ બની જાય છે. અને તેથી હું તમને તમારા ફુરસદના વખતમાં હિન્દુસ્તાની શીખવાની ભલામણ કરું છું. ફુરસદનો વખત એટલે કાંતવાનું કામ પૂરું કર્યા પછી જે વખત બચે છે તે વખત. અને તમે જો પૂરતું ધ્યાન આપો તો કાંતણ અને હિન્દુસ્તાની બન્ને તમે બે મહિનાના ગાળામાં શીખી શકો. બુદ્ધિશાળી, નમ્ર, દેશપ્રેમી અને મહેનતુ છોકરો બે મહિનામાં આ બન્ને ચોક્કસ શીખી શકે એમ હું માનું છું. પછી તમે તમારે ગામડે જઈ શકો છો, અને મદ્રાસ સિવાય દેશના એકેએક ખૂણામાં તમે જઈ શકશો, અને આમજનતાની સાથે તમારા મનની વાતો કરી શકશો. એક ક્ષણ માટે પણ એમ ન માનતા કે આમપ્રજાના વ્યવહાર માટે તમે અંગ્રેજીને સર્વસામાન્ય માધ્યમભાષા બનાવી શકશો. બાવીસ કરોડ હિન્દીઓ હિન્દુસ્તાની જાણે છે, તેઓને બીજી કોઈ ભાષા આવડતી નથી. એથી જો તમે બાવીસ કરોડ હિન્દવાસીઓના હૃદયમાં પ્રવેશવા માગતા હો તો તે એક જ ભાષા દ્વારા શક્ય છે, અને તે હિન્દુસ્તાની. નવ મહિનામાં જો તમે ફક્ત આ બે જ કામ કરો તો તમે એ શિક્ષણ પૂરું કરશો ત્યારે આજે જે તમારામાં નથી તે હિંમત અને તે તાકાત તમે મેળવેલાં હશે તેની ખાતરી રાખજો. હું હજારો એવા વિદ્યાર્થીઓને જાણું છું કે જેમને એમ કહેવામાં આવે કે તમને સરકારી નોકરી નહિ મળે તો તેઓ હતાશાથી તદ્દન ભાંગી પડે. જો તમારે આ સરકારને નાબૂદ કરવી હોય, કે એને સીધી કરવી હોય, તો તમારાથી સરકારી નોકરી શી રીતે થઈ શકે? જો તમારે સરકાર પર આધાર ન રાખવો હોય તો પછી તમારું અંગ્રેજીનું જ્ઞાન શા કામનું છે? અંગ્રેજી ભાષાનું જે સાહિત્યિક મૂલ્ય છે તે હું ઓછું આંકવા માગતો નથી, અને અંગ્રેજી પુસ્તકોમાં જે જ્ઞાનનો ભંડાર ભર્યો છે તેની કિંમત પણ મારે મન નાનીસૂની નથી. હું એ સૂચવવા નથી માગતો કે અંગ્રેજી ભાષાનું આપણે અતિમૂલ્યાંકન કર્યું છે, પણ એ તો હું તમને જોરશોરથી કહેવા માગું છું કે સ્વરાજના અર્થતંત્રમાં અંગ્રેજીનું સ્થાન નહિવત્ છે.

## ૪૭. સંસ્કૃત

બધી હિન્દુ ધાર્મિક ક્રિયામાં સંસ્કૃત હોવું જોઈએ એવો મારો અભિપ્રાય છે. તરજૂમો ગમે તેટલો સરસ હોય તો પણ અમુક શબ્દોના ધ્વનિમાં જે રહસ્ય હોય છે તે તરજૂમામાં મળતું નથી. વળી, હજારો વર્ષો થયાં જે ભાષા સંસ્કારી બની છે અને

જે ભાષામાં અમુક મંત્રો બોલવામાં આવ્યા છે તે પ્રાકૃતમાં જ ઉતારવાથી અને તેટલાથી જ સંતુષ્ટ રહેવાથી તેનું ગાંભીર્ય ઓછું થાય છે. પણ દરેક મંત્રનો અને દરેક ક્રિયાનો અર્થ જેને સારુ તે મંત્રો બોલાતા હોય અથવા ક્રિયા થતી હોય તેઓને તેમની ભાષામાં સમજાવવો જ જોઈએ એ વિષે મારા મનમાં જરા ય શંકા નથી. મારો એવો પણ અભિપ્રાય છે કે કોઈપણ હિન્દુની કેળવણી જ્યાં સુધી તેને સંસ્કૃત ભાષાનાં મૂળ તત્ત્વોનું જ્ઞાન આપવામાં ન આવે ત્યાં સુધી અધૂરી જ છે. સંસ્કૃતના બહોળા પ્રમાણના જ્ઞાન વિના હિન્દુ ધર્મની હસ્તી જ મારાથી કલ્પી શકાતી નથી. ભાષા કઠિન આપણા શિક્ષણક્રમે કરી મૂકી છે, વસ્તુત: એ કઠિન નથી. પણ જો કઠિન હોય તો ધર્મનું પાલન એથીયે કઠિન છે. એટલે જેને ધર્મનું પાલન કરવું છે તેને તો એ પાલન કરવાને સારુ જે સાધના આવશ્યક હોય તે કઠિન છતાં સહેલી જ લાગવી જોઈએ.

## ૪૮. હિન્દી આપણી રાષ્ટ્રભાષા

જોકે હું દક્ષિણની ભાષાઓને સંસ્કૃતિની પુત્રીઓ માનું છું છતાં તે હિન્દી, ઊડિયા, બંગાળી, આસામી, પંજાબી, સિંધી, ગુજરાતી, અને મરાઠી વગેરેથી જુદી છે. એમનું વ્યાકરણ હિન્દીથી તદ્દન જુદું છે. એ ભાષાઓને સંસ્કૃતની પુત્રીઓ કહેવાની પાછળ મારો ઉદ્દેશ એ છે કે તેમના શબ્દકોશમાં ઘણા સંસ્કૃત શબ્દો છે, અને જ્યારે જ્યારે એમને મુસીબત પડે છે, ત્યારે તેઓ જેમ પુત્રી મા પાસે પોષણ માટે જાય તેમ સંસ્કૃત પાસે જાય છે, અને નવા શબ્દો દ્વારા પોષણ મેળવે છે. જૂના વખતમાં તે ભાષાઓ સ્વતંત્ર હશે, પણ હવે સંસ્કૃતમાંથી શબ્દો લઈને એ સમૃદ્ધ બને છે. એ ભાષાઓને સંસ્કૃતની પુત્રીઓ ગણવા માટે બીજાં પણ કારણો છે પણ એની વધારે ચર્ચા અહીં કરવાની જરૂર નથી.

હું માનતો આવ્યો છું કે કોઈ પણ રીતે પ્રાંતીય ભાષાઓને આપણે રજમાત્ર પણ હાનિ પહોંચાડવા માગતા નથી, પછી એ ભાષાઓને દબાવી દેવાની કે એને નાબૂદ કરવાની તો વાત જ ક્યાં આવી. આપણને તો એટલું જ જોઈએ છે કે બધા હિન્દી શીખે, જે આંતરપ્રાંતીય વ્યવહાર માટે માધ્યમની ગરજ સારે છે. આનો અર્થ એવો નથી કે આપણને હિન્દી તરફ વધારે પડતો પક્ષપાત છે. આપણે હિન્દીને આપણી રાષ્ટ્રભાષા માનીએ છીએ. એ રાષ્ટ્રભાષા તરીકે સ્થાપિત થાય એવી એનામાં યોગ્યતા પણ છે. જે ભાષા વધારેમાં વધારે માણસો બોલતા હોય, અને સરળતાથી શીખી

શકાય, તે જ ભાષા રાષ્ટ્રભાષા બની શકે. આપણે માનીએ છીએ ત્યાં સુધી આ મતનો કોઈ એવો ગંભીરપણે વિરોધ નથી કરતું કે જેની નોંધ લઈ શકાય.

જો હિન્દી અંગ્રેજીનું સ્થાન લઈ શકે તો હું ઘણો રાજી થાઉં. પણ આપણે અંગ્રેજી ભાષાનું મહત્ત્વ જાણીએ છીએ. આધુનિક જ્ઞાન મેળવવાને માટે, આધુનિક સાહિત્યના અધ્યયન માટે, દુનિયાના જ્ઞાન માટે, આપણા અત્યારના રાજ્યકર્તાઓ જોડેના વ્યવહાર માટે, અને એવાં બીજાં કારણોસર અંગ્રેજી ભાષાનું જ્ઞાન આવશ્યક છે. અત્યારે એવી પરિસ્થિતિ છે કે આપણે ઇચ્છતા ન હોઈએ તો પણ આપણને અંગ્રેજી શીખવું પડે. અંગ્રેજી એ આંતરરાષ્ટ્રીય ભાષા છે.

આમ છતાં અંગ્રેજી કદીય આપણી રાષ્ટ્રભાષા ન બની શકે. જોકે, એ વાત સાચી છે કે આજે એની બોલબાલા છે. એની આપણા પર જે પકડ છે તેને ઢીલી કરવા આપણે પ્રયત્નો કરીએ છીએ છતાં આપણી રાષ્ટ્રીય બાબતોમાં એ મહત્ત્વનું સ્થાન ભોગવે છે. પણ તેથી આપણે એવા ભ્રમમાં ન પડીએ કે એ આપણી રાષ્ટ્રભાષા બનવાની છે.

ગમે તે પ્રાંતમાં આપણે જઈએ તો આનાં પૂરતાં પ્રમાણો મળી રહે છે. બંગાળ કે દક્ષિણ હિન્દનો જ દાખલો લો કે જ્યાં અંગ્રેજીની અસર વધારે વ્યાપક છે. આ પ્રદેશમાં લોકો પાસે આપણે કોઈ કામ કરાવવું હોય તો તે અંગ્રેજી મારફત થઈ શકશે નહિ. જો કે અત્યારની પરિસ્થિતિમાં તે હિન્દી મારફત પણ થઈ શકે નહિ. આમ છતાં હિન્દીના કેટલાક શબ્દો ી મદદથી વત્તાઓછા પ્રમાણમાં આપણે જે કહેવાનું હોય તે સમજાવી શકીએ, પણ અંગ્રેજી મારફત તો એટલું ય ન થઈ શકે.

જોકે, એ વાત સ્વીકારવી જોઈએ કે કોઈ પણ ભાષા રાષ્ટ્રભાષાના રૂપમાં પોતાને સ્થાપિત કરી શકી નથી. અંગ્રેજી તો રાજભાષા છે. અત્યારના સંજોગોમાં એ સ્વાભાવિક પણ છે. પણ આનાથી વધારે આગળ જવું એને માટે અશક્ય છે. જો આપણે હિન્દુસ્તાનને એક રાષ્ટ્ર બનાવવા માગતા હોઈએ, તો કોઈ માને યા ન માને, પણ ફક્ત હિન્દી જ રાષ્ટ્રભાષા બની શકે, કારણકે હિન્દીને જે ફાયદાઓ છે તે બીજી ભાષાઓ મેળવી શકે એવી આશા રાખવી એ વ્યર્થ છે. જરાતરા ફેરફાર સાથે હિન્દી–હિન્દુસ્તાની એ એવી ભાષા છે કે જે બાવીસ કરોડ હિન્દુ તથા મુસલમાનો બોલે છે.

આથી એ જ વધારેમાં વધારે યોગ્ય છે અને અત્યારના સંજોગોમાં એક જ શકયતા છે કે તે તે પ્રદેશમાં પ્રાદેશિક ભાષાનો ઉપયોગ હોય, અખિલ હિન્દની કક્ષાએ હિન્દીનો ઉપયોગ થાય, અને આંતરરાષ્ટ્રીય વ્યવહાર માટે અંગ્રેજીનો ઉપયોગ થાય. હિન્દીભાષી લોકો કરોડો છે, જ્યારે અંગ્રેજી બોલનારાની સંખ્યાની ગણતરી થોડા લાખોમાં જ થાય. પણ એવી ગણતરી કરવાનો પ્રયત્ન કરવો એ પણ લોકોને અન્યાય કરવા જેવું છે.

## ૪૯. હિન્દ વ્યાપક રાષ્ટ્રીયતા

હિન્દુસ્તાની આપણી રાષ્ટ્રભાષા છે, અથવા તો થવાની છે, એટલે આપણી અભિવ્યકિતનું સર્વસામાન્ય માધ્યમ બનવાની છે, એવી આપણી જાહેરાત સાચા દિલથી થઈ હોય તો હિન્દુસ્તાનીનું જ્ઞાન ફરજિયાત બનાવવામાં કશું જ ખોટું નથી. ઈંગ્લૅન્ડની નિશાળોમાં લેટિન ફરજિયાત ભાષા હતી અને હજી પણ છે. પણ એના ફરજિયાત અભ્યાસથી અંગ્રેજીના શિક્ષણમાં કાંઈ વિક્ષેપ આવતો નથી, ઊલટું તે ઉદાત્ત ભાષાના જ્ઞાનથી અંગ્રેજી વધારે સમૃદ્ધ બની. "માતૃભાષા ભયમાં છે" એવો પોકાર કાં તો અજ્ઞાનને પરિણામે થાય છે, અથવા તો એમાં દંભ હોય છે. અને જ્યાં પણ એ પોકાર જરાતરા સાચો પણ હોય છે, ત્યાં જે માબાપો પોતાનાં બાળકો એક કલાક પણ હિન્દુસ્તાની શીખે તેમાં વાંધો લે તેમના દેશપ્રેમનો અભાવ એ સૂચવે છે. જો આપણે હિન્દવ્યાપી રાષ્ટ્રપ્રેમના શિખરે પહોંચવું હોય તો આપણે આપણા પ્રાંતીયતાના કોચલામાંથી બહાર નીકળવું જોઈએ. હિન્દ એક દેશ અને એક રાષ્ટ્ર છે કે ઘણા દેશો અને ઘણાં રાષ્ટ્રો છે?

## ૫૦. હિન્દવ્યાપી સામાન્ય ભાષા

આપણી પોતાની માતૃભાષાઓના કરતાં અંગ્રેજી પર આપણે વધારે પ્રેમ રાખ્યો તેથી કેળવાયેલા તેમ જ રાષ્ટ્રીય દૃષ્ટિથી જાગ્રત એવા ઉપલા વર્ગોના લોકોથી આમ-સમુદાય છેક વિખૂટો પડી ગયો છે, અને તે બન્ને વચ્ચે ઊંડી ખાઈ પડી ગઈ છે. વળી, તે જ કારણે હિન્દુસ્તાનની ભાષાઓ ગરીબ બની છે. અટપટા ને ઊંડા તાત્ત્વિક વિચારો આપણી માતૃભાષામાં દર્શાવવાની મહેનત કરતી વખતે આપણે ગોથાં ખાઈએ છીએ. આપણી પાસે વિજ્ઞાનની ચોક્કસ પરિભાષા નથી. આ બધાનું પરિણામ ખતરનાક થયું છે. આપણી આમજનતા આધુનિક શાસનથી એટલે કે

નવા જમાનાના વિચારોથી છેક અળગી રહી છે. હિન્દુસ્તાનની મહાન ભાષાઓની જે અવગણના થઈ છે, ને તેને પરિણામે હિન્દીને જે પારાવાર નુકસાન થયું છે તેનું માપ આજે આપણાથી કાઢી શકાય તેમ નથી, કેમકે આપણે એ બનાવની બહુ નજીક છીએ. પણ એટલી વાત તો સમજવી સહેલી છે કે આજ સુધી થયેલ નુકસાનનો ઇલાજ નહિ થાય, એટલે કે ગયેલી ખોટ પૂરવાની મહેનત આપણે નહિ કરીએ તો આપણી આમજનતાનું માનસ મુક્ત નહિ થાય ને રૂઢિ ને વહેમોમાં પુરાયેલું રહેશે અને આમસમુદાય સ્વરાજના ચણતરમાં કશો સંગીન ફાળો નહિ આપી શકે. અહિંસાના પાયા પર રચાયેલા સ્વરાજની વાતમાં એ વાત આવી જાય છે કે આપણો એકેએક માણસ આપણી સ્વતંત્રતાની લડતમાં પોતાનો સ્વતંત્ર સીધો ફાળો આપે. પણ આપણી આમજનતા લડતનું એકેએક પગથિયું જાણે નહિ અને તે દરેકમાં સમાયેલું રહસ્ય પૂરેપૂરું સમજે નહિ તો સ્વરાજના ઘડતરમાં પોતાનો ફાળો કેમ આપશે? અને આમજનતાની પોતાની બોલીમાં લડતના એકએક પગથિયાની બરાબર સમજૂતી નહિ અપાય તો એ બનવાની આશા કેમ રખાય?

વળી હિન્દુસ્તાનભરમાં વહેવાર કરવાને માટે હિન્દી ભાષાઓમાંથી એક એવી ભાષાની આપણને જરૂર છે જે આજે વધારેમાં વધારે સંખ્યાના લોકો જાણતા હોય ને સમજતા હોય અને બાકીના લોકો ઝટ શીખી શકે. આવી ભાષા બેશક હિન્દી છે. ઉત્તરના હિન્દુઓ અને મુસલમાનો બન્ને એ ભાષા બોલે છે ને સમજે છે. એ જ બોલી ઉર્દૂ લિપિમાં લખાય છે ત્યારે તે નામે ઓળખાય છે. ૧૯૨૫ની સાલમાં કાનપુર મુકામે ભરાયેલી બેઠકમાં મંજૂર કરેલા પોતાના નામાંકિત ઠરાવમાં હિન્દ-ભરની એક જ બોલીને રાષ્ટ્રીય મહાસભાએ હિન્દુસ્તાનીને નામે ઓળખાવી; અને ત્યારથી કંઈ નહિ તો સિદ્ધાંતમાં હિન્દુસ્તાની રાષ્ટ્રભાષા ગણાઈ છે. સિદ્ધાંતમાં એમ મેં જાણી જોઈને કહ્યું છે, કેમ કે ખુદ રાષ્ટ્રીય મહાસભાવાદીઓએ પણ તેનો રાખવો જોઈએ તેટલો મહાવરો રાખ્યો નથી. હિન્દુસ્તાનની આમજનતાની રાષ્ટ્રીય કેળવણીને ખાતર હિન્દની બોલીઓનું મહત્ત્વ ઓળખવાની ને સ્વીકારવાની એક મુદ્દામ કોશિશ ૧૯૨૦ની સાલમાં શરૂ કરવામાં આવી હતી. તેથી રાષ્ટ્રીય દૃષ્ટિથી જાગ્રત થયેલું હિન્દ સહેલથી બોલી શકે અને હિન્દના જુદા જુદા પ્રાંતોમાંથી મહા-સભાઓના અખિલ હિન્દ મેળાવડાઓમાં એકઠા થયેલા મહાસભાવાદીઓ સમજી શકે તેવી સમસ્ત હિન્દુસ્તાનની એક બોલીને ઓળખવાનો ને સ્વીકારવાનો ખાસ

પ્રયાસ પણ શરૂ થયો હતો. આ રાષ્ટ્રભાષા આપણે બધા તેની બન્ને શૈલીઓ સમજી તથા બોલી શકીએ અને તેને બન્ને લિપિમાં લખી શકીએ તે રીતે શીખવી જોઈએ.

મારે ખેદથી જણાવવું પડે છે કે ઘણા મહાસભાવાદીઓએ એ ઠરાવનો અમલ કર્યો નથી. અને તેથી મારી સમજ પ્રમાણે નામોશીભરેલો કહી શકાય તેવો અંગ્રેજીમાં બોલવાનો આગ્રહ રાખનારા ને પોતાને સમજાય તેટલા ખાતર બીજા લોકોને પણ તે જ ભાષામાં બોલવાની ફરજ પાડનારા મહાસભાવાદીઓનો બેહૂદો દેખાવ હજી આપણને જોવો પડે છે. અંગ્રેજી બોલીએ જે ભૂરકી નાખી છે તેની અસરમાંથી હજી આપણે છૂટયા નથી. તે ભૂરકીને વશ થયેલા આપણે હિન્દુસ્તાનની પોતાના ધ્યેય તરફની કૂચને રોકી રહ્યા છીએ. અંગ્રેજી ભણવામાં આપણે જેટલાં વર્ષ બગાડીએ છીએ તેટલા મહિના પણ આપણે હિન્દુસ્તાની શીખવાની તસ્દી ન લઈએ તો સાચે જ આમજનતા પરના આપણા જે પ્રેમની વાતો આપણે ઠોકયા કરીએ છીએ તે ઉપરઉપરની હોવો જોઈએ.

## ૫૧. ભાષાવાર પ્રાંતરચના

કૉંગ્રેસે ભાષા પ્રમાણે પ્રાંતોની પુનર્રચનાનો સિદ્ધાંત સ્વીકાર્યો છે, અને તેઓ સત્તા પર આવે પછી બંધારણ અનુસાર એ સિદ્ધાંતને અમલમાં મૂકવાનો એમનો ઇરાદો પણ જાહેર કર્યો છે. અને એથી પ્રાંતોની પુનર્રચના દેશને સાંસ્કૃતિક પ્રગતિને પંથે લઈ જશે. પણ આવી પુનર્રચના દેશની જે પ્રાણવાન એકતા છે તેને મોળી પાડી દે એવી રીતે ન થવી જોઈએ. સ્વાયત્તતાનો અર્થ ભંગાણ એવો થતો નથી, કે એનો અર્થ એવો પણ નથી કે દરેક પ્રાંત બીજા પ્રાંતોની કે કેન્દ્રની પરવાહ કર્યા સિવાય પોતાને અલગ માર્ગે જશે. જો દરેક પ્રાંત પોતાને અલગ સ્વાયત્ત એકમ માનવા લાગે તો હિન્દની આઝાદીનો કશો અર્થ ન રહે; અને એ દરેક એકમની સ્વતંત્રતા પણ અલોપ થઈ જાય......

બહારની દુનિયા આપણને ગુજરાતી, મહારાષ્ટ્રી, તામિલ પ્રદેશના, ઇત્યાદિ નામે ઓળખતી નથી પણ હિન્દી તરીકે ઓળખે છે.

આથી આપણે બધી અલગતાવાદી તેમ જ રાષ્ટ્રને છિન્નભિન્ન કરનારી વૃત્તિઓને પ્રોત્સાહન ન આપવું જોઈએ અને આપણે હિન્દી છીએ એવી ભાવના હૃદયમાં રાખવી જોઈએ અને તે પ્રમાણે વર્તવું જોઈએ. આ મહત્ત્વના મુદ્દાને બાદ કરતાં પ્રાંતોની ભાષાવાર પુનર્રચના કેળવણી તથા ઉદ્યોગને વેગ આપશે.

# ૬. આર્થિક સમાનતા

## ૫૨. આમજનતા જોડે તાદાત્મ્ય

કૉંગ્રેસે ધીમે ધીમે આમજનતાના જ પ્રતિનિધિ બનવું જોઈએ. તેમને હજી રાજકારણનો રંગ લાગ્યો નથી. આપણા રાજકીય પુરુષો ઇચ્છે છે તેવી રાજકીય જાગૃતિ તેમનામાં નથી. એમનું રાજકારણ રોટલો અને મીઠું – એ બે ચીજમાં સમાઈ જાય છે, ને લાખો લોકોને તો બિચારાને ઘી કે તેલ પણ જોવા મળતું નથી. એમનું રાજકારણ એટલે કોમી પ્રશ્નોમાં બાંધછોડ કરવી. સરકારની વિરુદ્ધ આપણે રાજકીય પુરુષો આમજનતાનું પ્રતિનિધિત્વ ધરાવીએ છીએ એમ કહેવું બરોબર છે. પરન્તુ તેઓ તૈયાર થાય તે પહેલાં જો આપણે તેમનો ઉપયોગ કરવા માંડીશું તો, આપણે તેમના પ્રતિનિધિઓ મટી જઈશું. પહેલાં તો આપણે તેમની જોડે જીવન્ત સમ્પર્ક સાધવો જોઈએ; અને તે તેમની વચ્ચે રહીને તેમને માટે કામ કરવાથી જ થઈ શકે. આપણે તેમનાં દુ:ખોમાં ભાગ પડાવવો જોઈએ, એમની મુસીબતો સમજવી જોઈએ, અને એમની જરૂરિયાતોનો અગાઉથી ખ્યાલ રાખવો જોઈએ. અત્યંજ જોડે આપણે અંત્યજ બનવું જોઈએ અને ઉચ્ચ વર્ણના જાજરુ સાફ કરવાથી, અને એ લોકોએ ખાતાં વધેલો એઠવાડ ફેંકે તેની પર ગુજારો કરવાથી આપણને કેવું લાગે છે, તે અનુભવવું જોઈએ. મુંબઈના મજૂરો જેને ખોટી રીતે ઘર કહેવામાં આવે છે એવી પેટીઓમાં રહે છે, ત્યાં એમની જોડે રહીને એ અનુભવ લેવો જોઈએ. ગામડાના લોકો કે જેમની વળી ગયેલી પીઠ પર ઘામ ધખતો હોય, ને એ નીચી મૂડી રાખીને કાળી મજૂરી કરતા હોય, તેમની જોડે આપણે તેઓમાંના એક છીએ એમ વર્તવું જોઈએ, અને જે તળાવમાં ગામડાના લોકો નહાતા હોય, તેમાં જ કપડાં ધોતા હોય, વાસણ માંજતા હોય, જેમાં ઢોર પાણી પીતાં હોય ને નહાતાં હોય, તેવા તળાવમાંથી પાણી પીતાં આપણને કેવું લાગે છે તે જોવું જોઈએ. ફક્ત આમ કરીશું ત્યારે જ આપણે આમજનતાના સાચા પ્રતિનિધિ કહેવાઈશું, અને તેઓ આપણે જે કહેશું તે કરશે.

કેટલાક લોકો કહેશે, “અમારાથી આવું હરગિજ નહિ થાય; અને જો અમારે આવું જ કરવાનું હોય તો અમારે હજારો વર્ષ સુધી સ્વરાજ નથી જોઈતું.” આ વિરોધ તરફ

મને સહાનુભૂતિ છે. આમ છતાં, એટલું તો હું ભારપૂર્વક કહું છું કે આપણામાંથી કેટલાક લોકોએ આ જાતની જિંદગી જીવવી પડશે, અને તો જ એમની એ તપશ્ચર્યાથી, સ્વતંત્ર, શકિતશાળી, અને પૂર્ણ રાષ્ટ્ર ઊભું થશે. હું બધા જ લોકોને આગ્રહપૂર્વક સૂચવું છું કે તેઓએ આમજનતા જોડે માનસિક એકતા અનુભવવી જોઈએ, અને આ કાર્યમાં માનસિક રીતે પોતાનો સહકાર આપવો જોઈએ; અને એના આપણે જોઈ શકીએ એવા સંગીન પુરાવારૂપે દરરોજ ઓછામાં ઓછો અર્ધો કલાક તેઓને નામે અને તેઓને માટે કાંતવું જોઈએ. એ હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી અને અન્ય બુદ્ધિજીવી લોકો તરફથી એક મહાન પ્રાર્થના હિન્દની મુકિત માટે હશે, કે જે સ્વર્ગ સુધી પહોંચશે.

## ૫૩. આર્થિક સ્વતંત્રતા

મારી સ્વરાજ વિષેની ભાવના વિષે હું ચોખ્ખા શબ્દોમાં સ્પષ્ટતા કરી લઉં. મારું સ્વરાજ એટલે પરદેશી શાસનમાંથી પૂરેપૂરી મુકિત અને પૂરેપૂરી આર્થિક સ્વતંત્રતા હોય એવી સ્થિતિ. આમ એક બાજુ રાજકીય સ્વતંત્રતા છે ને એની બીજી બાજુ આર્થિક સ્વતંત્રતા. એને બીજી બે બાજુઓ પણ છે: એક બાજુ નૈતિક અને સામાજિક છે તો એની સામેની બાજુ ધર્મ. જેમાં ધર્મ શબ્દ એના ઉચ્ચ અને વ્યાપક અર્થમાં વપરાયો છે. એમાં હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી ઇત્યાદિ બધાનો સમાવેશ થાય છે, છતાં એ બધાથી એ ચઢિયાતો છે. તમે એને 'સત્ય'ના નામથી ઓળખો, એ કાળધર્મ અનુસાર પ્રામાણિકપણે આચરેલું સત્ય નહિ, પણ સર્વવ્યાપી, અવિનાશી અને જેનું રૂપાંતર થતું નથી એવું સત્ય. નૈતિક અને સામાજિક ઉન્નતિને આપણે જે શબ્દથી પરિચિત છીએ તે અહિંસા શબ્દથી ઓળખીએ. આને આપણે સ્વરાજનો ચતુષ્કોણ કહીશું, જો એક પણ ખૂણો નાનોમોટો હશે કે ઘસાયેલો હશે, તો એ સાચું સ્વરાજ નહિ હોય. કૉન્ગ્રેસની ભાષામાં કહું તો સત્ય અને અહિંસા વિના આપણે રાજકીય કે આર્થિક સ્વરાજ પ્રાપ્ત કરી શકીએ નહિ, અથવા જો બીજી ભાષામાં કહું તો ઈશ્વરમાં જીવંત શ્રદ્ધા વિના, અને તેને પરિણામે નૈતિક અને સામાજિક ઉન્નતિ વિના, સ્વરાજ મળે નહિ. રાજકીય આઝાદી એટલે અંગ્રેજી પાર્લમેન્ટ, કે સામ્યવાદી રશિયાની રાજ્યવ્યવસ્થા, સરમુખત્યારશાહીવાળા ઈટાલી કે જર્મનીની નાઝીવાદી રાજ્યવ્યવસ્થાનું અનુકરણ. એ લોકો, એમની પરિસ્થિતિને

અનુરૂપ એ દેશોની રાજ્યવ્યવસ્થા છે. પણ આપણી રાજ્યવ્યવસ્થા તો હિન્દુસ્તાનની ભૂમિને અનુરૂપ હોય. એ કેવા પ્રકારની રાજ્યવ્યવસ્થા હોય તે શબ્દો દ્વારા હું વર્ણવી ન શકું. મેં એને રામરાજ્ય તરીકે ઓળખાવી છે, એટલે એમાં શુદ્ધ નૈતિક સત્તાને આધારે નભતું પ્રજાનું જ શાસન હોય. નાગપુર અને મુંબઈનાં કૉન્ગ્રેસનાં બંધારણો કે જેને ઘડવા માટે મોટે ભાગે હું જવાબદાર છું, તે આ પ્રકારનું સ્વરાજ સ્થાપવાનો પ્રયાસ છે.

હવે આર્થિક સ્વતંત્રતા લઈએ. એ આધુનિક કે યુરોપીય પદ્ધતિના ઉદ્યોગીકરણની ઊપજ નહિ હોય. હિન્દની આર્થિક આઝાદીનો અર્થ મારા મનમાં, સ્ત્રી કે પુરુષના પોતાના સભાન પ્રયત્નથી થતી આર્થિક ઉન્નતિ. એ વ્યવસ્થામાં દરેક સ્ત્રી-પુરુષને પૂરતા પ્રમાણમાં કપડાં મળશે. એટલે મારી જેમ કચ્છ કે લંગોટ નહિ, પણ ગૃહસ્થીનાં વસ્ત્રો મળવાં જોઈએ. અને બધાંને પૂરતો ખોરાક મળે એટલે આજે લાખો લોકો જેનાથી વંચિત છે તે રોટીમાં ઘી પણ મળે, દૂધ પણ મળે અને શાકભાજી પણ મળે.

આ ચર્ચા હવે મને સમાજવાદ પાસે લાવી મૂકે છે. સાચો સમાજવાદ તો આપણને આપણા પૂર્વજો તરફથી મળેલો છે કે જેમણે કહ્યું છે કે:

> સબી ભોમ ગોપાલકી વામે અટક કહાં?
> જાકે મનમેં ખટક રહી સોહી અટક રહા—

માણસ જ મર્યાદા બાંધી શકે છે અને એ તોડી પણ શકે છે. ગોપાલનો અર્થ ભરવાડ એવો થાય છે, ને પરમાત્મા પણ થાય છે. અત્યારની ભાષામાં એનો અર્થ રાજ્ય એટલે કે લોકો થાય. આજે જમીનના માલિક લોકો નથી એ વાત સાવ સાચી છે. પણ એમાં વાંક 'સબી ભૂમિ ગોપાલ કી' એ સૂત્ર શીખવનારનો નથી પણ આપણો છે કે જેઓ એ સૂત્રને અનુસરીને જિંદગી ગુજારતા નથી.

કોઈ પણ રાષ્ટ્ર—રશિયા સુદ્ધાં,—હિંસા વિના આ જાતની સમાજરચના કરી શકે તે વિષે મને જરા જેટલી શંકા નથી. હિંસક રીતે મૂડી છિનવી લેવાને બદલે રેંટિયાનો તેમાંથી ફલિત થતા બધા અર્થો સાથે સ્વીકાર કરવામાં આવે તો વધારે અસરકારક બને. જમીન અને મિલકત જે એને માટે મહેનત કરે છે તેનાં છે. કમનસીબે મજૂરોને આ વાતથી અજાણ રાખવામાં આવ્યા છે.

## ૫૪. ઊંચનીચના ભેદ અને સમાનતા

આર્થિક સમાનતાને માટે કાર્ય કરવું એટલે મૂડી અને મજૂરી વચ્ચેના કાયમના ઝઘડાને મિટાવવો. એનો અર્થ એવો થાય કે એક બાજથી જે થોડા પૈસાવાળાના હાથમાં રાષ્ટ્રની સંપત્તિનો મુખ્ય ભાગ એકઠો થયો છે તેમની સંપત્તિ કમી કરવી ને બીજી બાજુથી અર્ધા ભૂખ્યાં ને નાગાં રહેતાં કરોડોની સંપત્તિ વધારવી. જ્યાં લગી ખોબા જેટલા પૈસાવાળા ને ભૂખ્યા રહેતાં કરોડો વચ્ચેનું બહોળું અંતર ચાલુ રહે ત્યાં લગી અહિંસાના પાયા પર ચાલતો રાજવહીવટ સંભવિત નથી. સ્વતંત્ર હિન્દુસ્તાનમાં દેશના સૌથી તવંગર માણસો જેટલી સત્તા ભોગવતા હશે તેટલી જ ગરીબોની હશે. તેમાં નવી દિલ્હીના મહેલો અને તેમની પડખે જ આવેલાં ગરીબ મજર વસતિનાં કંગાળ ઘોલકાંઓ વચ્ચે જે કારમો તફાવત આજે દેખાય છે તે એક દિવસભર પણ નહિ નભે. પૈસાવાળાઓ પોતાનો પૈસો અને તેને લીધે મળતી સત્તા એ બન્ને આપમેળે રાજીખુશીથી છોડી દઈ સર્વના કલ્યાણને માટે બધાંની સાથે મળીને વાપરવાને તૈયાર નહિ થાય તો હિંસક તેમ જ ખૂનખાર ક્રાન્તિ અહીં થયા વિના રહેનાર નથી એ ચોક્કસ સમજવું.

## ૫૫. હક નહિ પણ ફરજ

આજે સમાજમાં જે મહાન અનિષ્ટ પ્રવર્તે છે તે વિષે આજે હું કંઈક કહેવા માગું છું. મૂડીવાદી અને જમીનદાર પોતાના હકોની વાત કરે છે, બીજી બાજુ મજૂરો પોતાના હકની વાત કરે છે: રાજાઓ પોતાના દિવ્ય હકની વાત કરે છે તો પ્રજા એનો વિરોધ કરવાનો પોતાનો હક જાહેર કરે છે. જો દરેક જણ ફકત પોતાના હકની વાત કરે, અને કોઈ ફરજની વાત નહિ કરે તો અરાજકતા અને અંધાધૂંધી થવાનો સંભવ છે.

જો દરેક જણ પોતાના હકની વાત કરવાને બદલે ફરજની વાત કરે તો માનવ-જાતિમાં તરત જ વ્યવસ્થાનો નિયમ પ્રવર્તે. રાજાઓનો રાજ્ય કરવાનો દિવ્ય હક નથી અને પ્રજાની નમ્ર ફરજ પોતાના માલિકોની આજ્ઞાનું આદરપૂર્વક પાલન કરવાની છે. એ વાત સાચી છે કે વંશપરંપરાગત અસમાનતા સમાજના કલ્યાણ માટે વિઘાતક હોવાથી નાબૂદ થવી જોઈએ, તેમ છતાં દલિત પ્રજાના હકોની જ વાત કર્યા કરવી એ પણ

વધારે નહિ તોયે એટલું જ સમાજના કલ્યાણ માટે વિઘાતક છે. દલિત પ્રજાના હકોની જ વાતો લાખો લોકોને નુકસાન કરનારી છે જ્યારે દિવ્ય હકની વાતો થોડાને જ નુકસાન કરશે. કચડાયેલી પ્રજા તો શૂરવીર કે કાયરની જેમ મૃત્યુનું શરણ લઈ શકે, પણ એ થોડા કંઈ શાંતિભર્યા અને સંતોષી જીવનને લાવી શકશે નહિ. આથી હક અને ફરજનો જે પરસ્પર સંબંધ છે તે જાણવાની જરૂર છે. હું એમ સૂચવવાની હિંમત કરું છું કે જે હકો સારી રીતે બજાવેલી ફરજમાંથી સીધા પેદા થતા નથી, તે હકો મેળવવા જેવા નથી. એ તો ગેરકાયદે ઉત્પન્ન થયા હશે અને તેથી તેમને જેટલા વહેલા છોડી દઈએ તેટલું સારું છે. જે દુષ્ટ માબાપો પોતાની ફરજ બજાવ્યા વગર પોતાનાં સંતાનો પાસેથી આજ્ઞાપાલનનો હક માગે છે તેઓ ફકત સંતાનોનો એમની તરફનો તિરસ્કાર જ ઉત્પન્ન કરે છે. જો દુરાચારી પતિ, એની કર્તવ્યશીલ પત્ની એની બધી વાતોમાં હાજી હા કરે એવી અપેક્ષા રાખે તો એ ધર્મશાસ્ત્રોની વિકૃત સમજ છે. પણ જે માબાપ સંતાનો પ્રત્યેની તેમની ફરજ હમેશાં બજાવતાં હોય તેઓ જો પોતાનાં માબાપની ઇચ્છાને માન ન આપે તેઓ નગુણાં તો ગણાય જ પણ તેઓ તેમનાં માબાપ કરતાં પોતાની જાતને જ વધારે નુકસાન કરશે. પતિપત્ની વિષે પણ એવું જ કહી શકાય. આ સાદો અને સર્વવ્યાપી સિદ્ધાંત જો મજૂરો અને માલિકોને, ભાડૂતો અને ઘરમાલિકોને, રાજાઓ અને તેમની પ્રજાને, કે હિન્દુ અને મુસલમાનને લાગુ પાડીએ, તો હિન્દુસ્તાનમાં અને દુનિયાના બીજા ભાગોમાં જે તોફાનો થાય છે અને જીવનમાં અને ધંધામાં જે ભંગાણો પડે છે તેનો આશરો લીધા વિના અત્યંત સુખદ સંબંધો સ્થાપી શકાય. હું જેને સત્યાગ્રહનો કાયદો કહું છું તે ફરજો અને તેમાંથી ઉદ્ભવતા હકોનો સંબંધ વધારે સારી રીતે સમજવાથી તારવી શકાય.

એક હિન્દુની પોતાના મુસલમાન પાડોશી તરફ શી ફરજ છે? એની ફરજ એક માણસ તરીકે એની દોસ્તી કરવાની, એના હર્ષશોકમાં ભાગ લેવાની, અને એને દુ:ખમાં મદદ કરવાની છે. તે પછી પોતાનો મુસલમાન પાડોશી પણ પોતાની જોડે એવી જ રીતે વર્તે એવી અપેક્ષા રાખવાનો એને હક છે અને એની અપેક્ષા પરિપૂર્ણ પણ થશે. ધારો કે એક ગામમાં હિન્દુઓની બહુમતી છે અને તેમની વચમાં ગણ્યાગાંઠ્યા મુસલમાનો છે, તો બહુમતીની થોડી સંખ્યાના મુસ્લિમ પાડોશી પ્રત્યેની ફરજ અનેકગણી વધી જાય છે. તે એટલે સુધી કે મુસલમાનોને એમ ન લાગવું

જોઈએ કે તેમનો ધર્મ જુદો છે તેથી હિન્દુઓનું તેમની પ્રત્યેનું વર્તન જુદી જાતનું છે. એવા વર્તન પછી જ, તે પૂર્વે નહિ, હિન્દુઓ પોતાનો હક સ્થાપિત કરી શકશે, અને મુસલમાનો તેમના સહજભાવે મિત્ર બનશે અને ગામ પર કોઈ ભય ત્રાટકતો હોય ત્યારે બન્ને કોમો એક હોય તેમ વર્તશે. પણ ધારો કે થોડા મુસલમાનો ઘણા હિન્દુઓના સાચા વર્તનનો પડઘો નહિ પાડે અને દરેક બાબતમાં ઝઘડે તો એ માણસાઈના અભાવની નિશાની ગણાય. તો પછી બહુસંખ્ય હિન્દુઓની ફરજ શી બને છે? પોતાના પશુબળથી તેમને કચડવાની તો હરગિજ નહિ. તે તો પોતાનો અધિકાર નથી એવા હકની જબરજસ્તી કહેવાય. એવે સમયે તેમની ફરજ તેમના સગા ભાઈઓના માનવતાવિહીન વર્તનને તેઓ જે રીતે અટકાવે તે જ રીતે મુસલમાનોના વર્તન પર પણ અંકુશ રાખવાની છે. આ દષ્ટાંતની વધુ વિગતે ચર્ચા કરવી મારે માટે જરૂરી નથી. આનાથી વિપરીત પરિસ્થિતિ હોય તો પણ આ જ નિયમ લાગુ પડે છે એટલું કહીને હું આ ચર્ચા બંધ કરું છું. મેં જે કહ્યું છે તે પરથી અત્યારે જે મૂંઝવણભરી સ્થિતિ પ્રવર્તે છે, જે પહેલાં પોતાની ફરજ સારી રીતે બજાવ્યા પછી તેમાંથી હક નિર્માણ થાય એ સાદી વાતની સમજના અભાવમાંથી ઉત્પન્ન થઈ છે. તેને પણ મેં જણાવેલો નિયમ લાગુ પાડવાથી ઘણો ફાયદો થશે એ નિશ્ચિત છે.

આ જ નિયમ રાજા અને રૈયતને પણ લાગુ પડે છે. રાજાની ફરજ પ્રજાના સાચા સેવક તરીકે તેમની જોડે વર્તવાની છે. બહારની કોઈ સત્તાએ બક્ષેલા હકની રૂએ તેઓ રાજ્ય ન કરે, કે તલવારના બળથી પણ રાજ્ય ન કરે. તેઓ સેવાના હકથી રાજ્ય કરે, ને વધારે શાણપણથી મેળવેલા હકથી રાજ્ય કરે. તે પછી તેમને કર ઉઘરાવવાનો હક મળે કે જે કરો સ્વેચ્છાએ ભરાતા હોય, અને લોકોએ સ્વેચ્છાથી આપેલી સેવાનો હક તેમને મળે, કારણકે તે સેવા રાજાની અંગત સેવા ન હોય, પણ એની દેખરેખ નીચે જે પ્રજા હોય તેના કલ્યાણ માટે એ સેવા હોય. જો તેઓ આ સહજ અને પ્રાથમિક ફરજો ન બજાવે તો પ્રજાની તેમની પ્રત્યે કશી ફરજ રહેતી નથી એટલું જ નહિ, પણ તેમની ફરજ રાજાએ પચાવી પાડેલા રાજ્યને ઊથલાવી નાખવાની છે. એટલે એમ કહી શકાય કે પ્રજાને પચાવી પાડેલા રાજ્ય સામે અને ગેરરાજ્ય સામે બળવો કરવાનો હક પ્રાપ્ત થાય છે. પણ જો એ બળવો

ખૂન, લૂંટ અને ત્રાસનું સ્વરૂપ લે તો એ બળવાની ફરજ ગુનો બની જાય છે. ફરજની બજાવણીમાંથી જે તાકાત સ્વાભાવિક રીતે જન્મે છે તે અહિંસક તાકાત છે, જે સત્યાગ્રહની નીપજ છે.

## ૭. ગાંધીવાણીમાંથી કેટલાંક મૌક્તિકો

૧. 'હું હિન્દુ છું, તું મુસલમાન છે' કે 'હું ગુજરાતી છું, તું મદ્રાસી છે' એવા વિચારોને મનમાંથી ફેંકી દેવા જોઈએ. 'હું' અને 'તું'ને આપણી સર્વ-સુલભ હિન્દી રાષ્ટ્રીયતામાં ભેળવી દેવાના છે. જ્યારે આપણા લોકોમાંના ઘણા જીવન-મરણમાં સાથે જ રહેવાનો દૃઢ નિર્ણય કરે તો જ આપણે મુક્ત બની શકીએ.

૨. મારા ધર્મને કોઈ ભૌગોલિક સીમા નથી. જો મને મારા ધર્મમાં જીવંત શ્રદ્ધા હોય તો એ મારા હિન્દ માટેના પ્રેમથી પણ વિશેષ વ્યાપક બનશે.

૩. મારા ઘરને ચારે બાજુએ ભીંતથી રૂંધી નાખવા હું નથી ચાહતો, અને મારી બારીઓને પણ બંધ રાખી મૂકવા નથી ચાહતો. મારા ઘરની આસપાસ બધા દેશની સંસ્કૃતિના વાયરા મુક્તપણે ભલે વાતા. પણ તેમ છતાં, એ વાયરા મને ઊંચકીને ફેંકી દે એવું તો હું હરગિજ નહિ થવા દઉં. વળી બીજાના ઘરમાં ભિખારી, ગુલામ, કે ઘૂસણિયા તરીકે પણ હું રહેવા તૈયાર નથી.

૪. મારો ધર્મ કંઈ કેદખાનાનો ધર્મ નથી. એમાં તો ચૈતન્ય જગતના નીચલામાં નીચલા થરના જીવને સ્થાન છે. પણ એ તોછડાઈ, કે જાતિ, ધર્મ કે રંગના અભિમાનને તો નવ ગજ દૂર જ રાખે છે.

૫. આપણે કુરાન, બાઈબલ, તલમુડ કે અવસ્તા કે ગીતા દ્વારા પરમાત્માને પિછાનતા હોઈએ, આપણે જુદા જુદા માધ્યમથી એને પામવાનો પ્રયત્ન કરીએ. તેમાં આપસઆપસમાં ઝઘડા કરીને ઈશ્વરને બદનામ શા માટે કરીએ? એક જ સૂર્ય હિમાલયમાં પણ પ્રકાશે છે ને તળભૂમિ પર પણ પ્રકાશે છે. તો શું તળભૂમિમાં રહેતો માણસ હિમાલયમાં રહેતા માણસ જોડે ઝઘડો કરશે? કારણકે સૂર્ય એક ભૂમિ પર આગ વર્ષાવે છે, જ્યારે બીજી ભૂમિ પર એ ઠંડો રહે છે? આપણે પુસ્તકો અને અમુક રીતરસમોને એટલું બધું મહત્ત્વ શા માટે આપવું જોઈએ કે તે આપણા મુક્તિ અને હૃદયની એકતાનાં સાધનો બનવાને બદલે બંધનરૂપ બની જાય?

૬. હિન્દુસ્તાને તેના પ્રાથમિક ઉદ્યોગોને દુનિયા તરફ દ્વેષ રાખ્યા વિના આખી દુનિયા તેનો વિરોધ કરે તો પણ મા પોતાનાં બાળકોને રક્ષણ આપે, તેમ રક્ષણ આપવું જોઈએ. હિંસાત્મક દેશપ્રેમ કે જેનું બીજું નામ શાહીવાદ છે તે શાપરૂપ છે. અહિંસક રાષ્ટ્રવાદ એ સામૂહિક કે સંસ્કારી જીવન માટે એક આવશ્યક શરત છે.

૭. જે રીતે ખ્રિસ્તીધર્મ, બુદ્ધધર્મ અને હિન્દુધર્મ શાંતિચાહક ધર્મો છે તે જ રીતે હું મુસલમાન ધર્મને પણ શાંતિપ્રિય ધર્મ માનું છું. જોકે દરેક ધર્મમાં એનું પ્રમાણ કે એની માત્રા ઓછીવત્તી છે, પણ આ બધા ધર્મોનો ઉદ્દેશ તો શાંતિ જ છે.

૮. રાષ્ટ્રવાદની સાચામાં સાચી કસોટી તો એ છે કે માણસ પોતાના અર્ધો ડઝન જેટલા કુટુંબનાં માણસોનો વિચાર ન કરતાં કે પોતાની ન્યાતના સો જેટલા માણસોનો વિચાર ન કરતાં, પોતે જેને રાષ્ટ્ર કહે છે, તેમાં સમાતાં બધાં જ માણસોના હિતને પોતાનું જ હિત લેખે.

૯. શાસ્ત્રો કંઈ તર્કની અવેજીમાં કામ કરતાં નથી, પણ તર્કને પોષે છે; અને તેથી અસત્ય કે અન્યાયનો બચાવ કરવામાં એનો ઉપયોગ ન કરી શકાય.

૧૦. એમ કહેવાય છે કે હિન્દુસ્તાનનું સ્વરાજ એ બહુમતીનું રાજ્ય હશે, એટલે કે હિન્દુઓનું રાજ્ય હશે. આના કરતાં બીજી મોટી ભૂલ ન હોઈ શકે. જો એ સાચું હોય તો હું એને સ્વરાજ કહેવાનો ઈનકાર કરું, અને મારી જેટલી શકિત હોય તે બધીથી એની સામે લડું, કારણકે મારે માટે હિન્દુસ્તાનનું સ્વરાજ એ લોકોનું રાજ્ય છે, એ ન્યાયનું શાસન છે. એ રાજયમાં પ્રધાનો હિન્દુ, મુસલમાન કે શીખ હોય અને વિધાનસભાઓ આખી હિન્દુ, મુસલમાન કે બીજી કોઈ કોમથી ભરેલી હોય, પણ તેમણે નિર્ભેળ ન્યાય જ તોળવો પડશે.

૧૧. હું હિન્દુસ્તાનનો નમ્ર સેવક છું, અને હિન્દુસ્તાનની સેવા કરવાનો પ્રયત્ન કરતાં હું આખી માનવજાતની સેવા કરું છું. મેં નાનપણમાં જ એ શોધી કાઢયું હતું કે હિન્દુસ્તાનની સેવા અને માનવજાતની સેવા એ બન્ને અસંગત નથી. હું જેમ જેમ મારી ઉંમર વધતી ગઈ, અને હું માનું છું કે, મારું ડહાપણ પણ વધતું ગયું તેમતેમ મને થતું ગયું કે મેં જે શોધ કરી હતી તે બરોબર હતી અને પચાસ વર્ષના જાહેર જીવન પછી હું એ કહી શકવાની સ્થિતિમાં છું કે દેશસેવા અને માનવસેવા પરસ્પર સુસંગત છે, એ સિદ્ધાંતમાં મારી શ્રદ્ધા વધતી ગઈ છે. એનો

સ્વીકાર થશે તો જ દુનિયામાં જે તંગદિલી છે તે દૂર થશે અને આપણા જગતમાં જે રાષ્ટ્રો રહે છે તેમની પરસ્પરની ઈર્ષાનો અંત આવશે.

૧૨. મારી હિન્દત્વની ભાવના સાંપ્રદાયિક નથી. એમાં ઈસ્લામ, ખ્રિસ્તી ધર્મ બુદ્ધ ધર્મ અને ઝોરોસ્ટીઅન ધર્મનાં બધાં શુભ તત્ત્વોનો સમાવેશ થાય છે. બીજાં બધાંની જેમ હું રાજકારણને પણ ધાર્મિક દૃષ્ટિથી જોઉં છું. સત્ય એ મારો ધર્મ છે અને એની પ્રાપ્તિ માટે અહિંસા એ એકમાત્ર માર્ગ છે.

૧૩. ગુરુદેવ સ્વયં આંતરરાષ્ટ્રીય છે, કારણકે એઓ સાચા રાષ્ટ્રવાદી છે.

૧૪. આપણે આપણી મિલકતના માલિક નહિ પણ ટ્રસ્ટી છીએ એમ આપણે માનવું જોઈએ અને એનો ઉપયોગ સમાજની સેવા માટે કરવો જોઈએ, અને આપણે જે સેવા કરતા હોઈએ તેને માટે ન્યાયી વળતર કરતાં જરા પણ વધારે વળતર ન લેવું જોઈએ. આ વ્યવસ્થામાં કોઈ ગરીબ નહિ હોય, કોઈ તવંગર નહિ હોય. બધા ધર્મોને સમાન સ્થાન હોય. ધર્મને કે કોમને લઈને થતા ઝઘડાઓ અથવા તો આર્થિક ફરિયાદો જગતની શાંતિને જોખમમાં મૂકશે નહિ.

૧૫. ધર્મગ્રંથોએ જેનો આદેશ આપ્યો હોય, ઋષિમુનિઓએ જેનું અનુસરણ કર્યું હોય, વિદ્વાનોએ જેનો અર્થ સમજાવ્યો હોય અને જે હૃદયને સ્પર્શતો હોય તે ધર્મ છે. પરન્તુ ચોથી શરતનો અમલ થતાં પહેલાં પહેલી ત્રણ શરતો પૂરી થયેલી હોવી જોઈએ. આ પ્રમાણે કોઈ અજ્ઞાની માણસના આદેશને અનુસરવા કોઈ બંધાયેલો નથી અથવા તો કોઈ બદમાશ કોઈને ગમતો હોય તો પણ તેનો આદેશ પાળી શકાય નહિ. કોઈ પણ ધાર્મિક આદેશ આપનારમાં, કોઈને નુકસાન ન કરે એવું તત્ત્વ, અવેર અને ત્યાગ એ ત્રણ તત્ત્વો તો ઓછામાં ઓછાં હોવાં જ જોઈએ.

# સૂચિ અને નોંધ

## ૧. સામાન્ય

૧. **હિન્દ સ્વરાજમાંથી :** આ પુસ્તક ગાંધીજીએ નવેમ્બર, ૧૯૦૯માં, ઈંગ્લૅન્ડથી દક્ષિણ આફ્રિકામાં આગબોટમાં જતી વખતે લખ્યું હતું. આખો ગ્રંથ સંવાદશૈલીમાં લખાયો છે. એમાં કોઈ કાલ્પનિક વાચકની, હિન્દ એક રાષ્ટ્ર નથી, કે આત્મ-શક્તિથી એ સ્વરાજ મેળવી શકશે નહિ એવી દલીલોનો રદિયો આપાયો છે: ગ્રંથ ૧૦, પૃ૦ ૨૭ અને ૨૮થી ૩૨. પ્રકાશન વિભાગ, માહિતી અને પ્રસારણ મંત્રાલય, ભારત સરકાર, નવી દિલ્હી.

૨. **લાહોરના શીખોને સન્દેશ:** ૨૦મી ફેબ્રુઆરી, ૧૯૨૧ને દિને લાહોરમાં નાન-કાનાસાહેબના ગુરુદ્વારામાં પ્રવેશ કરવા જતાં ૧૫૦ અકાલી શીખોને મારી નાખવામાં આવ્યા હતા. ગુરુદ્વારા મહંત નારણદાસના કબજામાં હતું: 'યંગ ઈન્ડિયા' ૧૬–૩–૧૯૨૧: મહાત્મા ગાંધી ગ્રંથ સંગ્રહ, ગ્રંથ ૧૯: પૃ૦ ૪૦૦-૧

૩. **માનવતા વિ૦ દેશપ્રેમ:** એક મિત્રે એવી ફરિયાદ કરી હતી કે શીખોને જે સંદેશો આપ્યો હતો (લાહોરના શીખોને ઉપદેશ) તે એમને ભારતીય તરીકે આપ્યો હતો, માનવ તરીકે નહિ : 'યંગ ઈન્ડિયા' ૧૬–૩–૧૯૨૧, મહાત્મા ગાંધી ગ્રંથ-સંગ્રહ, ગ્રંથ ૧૯, પૃ૦ ૪૨૭.

૪. **સ્વરાજની વ્યાખ્યા:** 'નવજીવન' ૧૪-૮-૧૯૨૧. મહાત્મા ગાંધી ગ્રંથસંગ્રહ, ગ્રંથ ૨૦, પૃ૦ ૫૦૬ - ૭.

૫. **આમજનતા માટે:** ૨૪ માર્ચ, ૧૯૨૫ને દિને મહિલા ખ્રિસ્તી કૉલેજમાં કરેલા ભાષણમાંથી. : 'હિન્દુ': ૨૫-૩-૧૯૨૫. મહાત્મા ગાંધી ગ્રંથસંગ્રહ, ગ્રંથ ૨૬, પૃ૦ ૩૯૬-૭

૬. **રાષ્ટ્રીયતા વિ૦ આંતરરાષ્ટ્રીયતા:** 'યંગ ઈન્ડિયા' ૧૮-૬-૧૯૨૫. મહાત્મા ગાંધી ગ્રંથ ૨૭, પૃ૦ ૨૫૫ - ૫૬.

૭. **અનિષ્ટને ધિક્કારો, અનિષ્ટતા કરનારને નહિ:** ઓગસ્ટ, ૨૮, ૧૯૨૫ને દિને મેકાબો ક્લબમાં કરેલા ભાષણ પરથી. **પ્રવેશક:** ૨૯-૮-૧૯૨૫. **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ, ગ્રંથ** ૨૮: પૃ૦ ૧૨૫ - ૨૭

૮. **માનવની ભ્રાતૃતા:** રંગૂનમાં આપેલા ભાષણમાંથી. **'યંગ ઈન્ડિયા'**: ૪-૪-૧૯૨૯.

૯. **પૂર્ણ સ્વરાજ:** **'યંગ ઈન્ડિયા'**: ૧૯-૩-૧૯૩૧

૧૦. **હિન્દ અને જગત:** સપ્ટેમ્બર ૫, ૧૯૪૦ને દિને અખિલ ભારત મહાસમિતિ સમક્ષ આપેલા ભાષણમાંથી. **'મહાત્મા-૫'**: પૃ૦ ૩૨૨. ડી. જી. તેંડુલકર, ૧૯૬૨, પ્રચાર ખાતું, માહિતી અને પ્રસારણ મંત્રાલય, નવી દિલ્હી.

## ૨. ધર્મની સંવાદિતા

૧૧. **ધર્મ અને દેશ:** એમ. પોલ રિચર્ડસનનું નિવેદન "ગાંધીજીએ હિન્દની સ્વતંત્રતા માટે નહિ પણ જગતમાં અહિંસાપ્રચાર માટે કાર્ય કર્યું છે" તેના પર લખાયેલા લેખમાંથી 'યંગ ઈન્ડિયા': ૨૩–૨–૧૯૨૨, **મહાત્મા ગાંધી ગ્રન્થ–સંગ્રહ** ગ્રંથ, ૨૨, પૃ૦ ૪૬૨.

૧૨. **મારું કાર્ય:** પંડિત ઘસીટારામે લખેલા ખુલ્લા પત્રના ઉત્તરરૂપે. એમણે લખ્યું હતું: 'એમના ઉચ્ચ નૈતિક સિદ્ધાંતો હોવા છતાં બુદ્ધ આખા ભારતને બૌદ્ધ બનાવી શક્યા નહિ ... શંકરાચાર્ય આખા દેશને વેદાંતી બનાવી શક્યા નહિ ... ઈશુ સારી યહૂદી કોમને ઈસાઈ બનાવી શક્યા નહિ ... પુરાણા જમાનાના મહાત્માઓ જગતની જંજાળોથી અને ચિંતાથી દૂર રહેતા ... અને પૂર્ણશાંતિની ખોજ કરતા. તમે એકાંત ગુફામાં બેસી પરમાત્માનું ધ્યાન ધરો: **'યંગ ઈન્ડિયા'** ૩-૪-૧૯૨૪. **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ, ગ્રન્થ** ૨૩, પૃ૦ ૩૪૯.

૧૩. **મૂર્તિપૂજા અને ધર્માંધતા: 'યંગ ઈન્ડિયા'**: ૨૮-૮-૧૯૨૪. **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ,** ગ્રંથ ૨૫, પૃ૦ ૪૬.

૧૪. **ઈશ્વર એક જ છે: 'યંગ ઈન્ડિયા'** : ૨૫-૯-૧૯૨૪, **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ, ગ્રન્થ** ૨૫, પૃ૦ ૧૭૯–૮૦

૧૫. **સહિષ્ણુતા:** 'અદ્વૈત આશ્રમ', અલ્વાઈ કે જેનો મંત્ર હતો "એક કોમ, એક ધર્મ, એક ઈશ્વર" ત્યાં આપેલા ભાષણમાંથી: **'નવજીવન'**: ૫-૪-૧૯૨૫, **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ,** ગ્રન્થ ૨૬ પૃ૦ ૩૨૩ - ૨૪

૧૬. **કન્યાકુમારીનું દર્શન: 'નવજીવન'** ૨૯-૩-૧૯૨૫, **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ,** ગ્રંથ ૨૬, પૃ૦ ૪૨૫.

૧૭. **હિન્દત્વ**: **'યંગ ઈન્ડિયા'**: ૨૦-૧૦-૧૯૨૭

૧૮. **વ્યાપક સહિષ્ણુતા**: જાફનામાં પાદરીઓ સમક્ષ આપેલા ભાષણમાંથી. **'યંગ ઈન્ડિયા'**: ૨૨-૧૨-૧૯૨૭

૧૯. **ધર્મોની સમાનતા**: યરવડા જેલમાંથી ૧૯૩૦માં સત્યાગ્રહ આશ્રમવાસીઓને લખેલા પત્રોમાંથી, **યરવડા મંદિરેથી**: નવજીવન પ્રકાશન મંદિર. અમદાવાદ.

૨૦. **ધર્મ - અંગત બાબત**: **'હરિજન'**: ૯–૮–૧૯૪૨.

## ૩. સામાજિક સંબંધો ને વાડાબંધી

૨૧. **શાપ**: તા. ૧૬ ફેબ્રુઆરી, ૧૯૧૬ને દિને વાય. એમ. સી. એ. મદ્રાસ સમક્ષ આપેલા ભાષણમાંથી. **'ઈન્ડિયન રિવ્યુ,'** ફેબ્રુઆરી, ૧૯૧૬, **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ**, ગ્રંથ ૧૩, પૃ૦ ૨૩૨ - ૩૩.

૨૨. **આવશ્યક સુધારા** : **'નવજીવન'**: ૨૦-૪-૧૯૨૪. **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ ગ્રન્થ** ૨૩, પૃ૦ ૪૬૫ - ૬૬.

૨૩. **ફણાધારી રાક્ષસ**: **'યંગ ઈન્ડિયા'**: ૨૯-૭-૧૯૨૬

૨૪. **અસ્પૃશ્યતાનિવારણ**: **યરવડા મંદિરમાંથી**: નવજીવન પ્રકાશન મંદિર.

૨૫. **અલગ મતાધિકાર**: ૬ એપ્રિલ, ૧૯૩૧ને દિને કરેલા નિવેદનમાંથી, 'હિન્દુ': ૭-૪-૧૯૩૧.

૨૬. **વર્ણો**: **'યંગ ઈન્ડિયા'**: ૪-૬-૧૯૩૧

૨૭. **અલગ મતાધિકાર નહિ**: નવેમ્બર ૧૩, ૧૯૩૧ને દિને લંડનમાં ગોળમેજી પરિષદમાં ગાંધીજીએ કરેલા ભાષણમાંથી. **'યંગ ઈન્ડિયા'**, ૨૬-૧૧-૧૯૩૧.

૨૮. **સર સેમ્યુઅલ હોરને લખેલા પત્રમાંથી**: : રામસે મેકડોનેલ્ડે જાહેર કરેલી બ્રિટિશ સરકારની યોજના કે જેમાં પછાત વર્ગોને અલગ મતાધિકાર આપવામાં આવ્યો હતો તેના પ્રત્યાઘાતો. ગૃહ મંત્રાલય, સ્પેશ્યલ બ્રાંચ ફાઈલ નં. ૮૦૦ (૪૦)(૪) ભાગ ૧. પૃ૦ ૫

૨૯. **જીવંત કરારની જરૂર છે**: સપ્ટેમ્બર ૨૦ ૧૯૩૨ને દિને યરવડા જેલમાંથી અખબારી પ્રતિનિધિઓને આપેલી ખાસ મુલાકાતમાંથી. તે જ દિવસે બપોરે અસ્પૃશ્યોને અલગ મતાધિકાર આપ્યો તેની વિરુદ્ધમાં એમણે આમરણાંત ઉપવાસ શરૂ કર્યા. **'મહાત્મા'** ૩, ૧૯૬૧, પૃ. ૧૬૭-૬૮

૩૦. **બધાનું અધ:પતન: 'હરિજન':** ૧૧-૨-૧૯૩૩

૩૧. **દુશ્મનાવટ નહિ: 'હરિજન'** ૧૭--૧૧-૧૯૩૩

૩૨. **દુરગામી પરિણામો: 'હરિજન':** ૧૭-૧૧-૧૯૩૩

૩૩. **જાહેરાત પછી:** ત્રાવણકોરના મહારાજાએ એક જાહેરાતથી એમના રાજ્યનાં મંદિરો બધાં હિન્દુને માટે ખુલ્લાં મૂક્યાં. અનંત પદ્મનાથ મંદિરમાં ગયા પછી જાન્યુઆરી ૧૩, ૧૯૩૭ને દિને ત્રિવેન્દ્રમમાં ગાંધીજીએ આપેલા ભાષણમાંથી **'મહાત્મા'** પુસ્તક ૬, ૬, ૧૯૬૧. પૃ૦ ૧૨૨–૩

૩૪. **સ્વરાજને માર્ગે:** રચનાત્મક કાર્યક્રમ, એનો અર્થ અને સ્થાન ૧૯૪૫, નવજીવન પ્રકાશન સંસ્થા, અમદાવાદ.

૩૫. **આદિવાસીની સેવાઓ:** રચનાત્મક કાર્યક્રમ, એનો અર્થ અને સ્થાન.

૩૬. **સ્વેચ્છાએ આતિશૂદ્ર:** 'હિન્દુ.' ૧૯-૯-૪૫.

## ૪. હિન્દુ–મુસલમાન એકતા

૩૭. **એકતામાં જ બળ છે: 'યંગ ઈન્ડિયા':** ૧૧-૫-૧૯૨૧, **ગાંધી ગ્રન્થસંગ્રહ,** ગ્રંથ ૨૦, પૃ૦ ૮૯.

૩૮. **મૈત્રીનો કાયદો: 'નવજીવન'** : ૧૬-૧-૧૯૨૨, **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ,** ગ્રન્થ ૨૨, પૃ૦ ૨૦૧ - ૦૨.

૩૯. **૨૧ દિવસના ઉપવાસની જાહેરાત:** દેશના અનેક ભાગોમાં હિન્દુ અને મુસ્લિમ વચ્ચે હિંસાત્મક રમખાણ ફાટી નીકળ્યાં હતાં. ઉપવાસ ૧૮મી સપ્ટેમ્બરે શરૂ થયા અને ૮ ઑકટોબર ૧૯૨૪ના રોજ પારણાં થયાં. **'યંગ ઈન્ડિયા':** ૨૫–૯–૧૯૨૪ ગાંધી ગ્રંથ સંગ્રહ: ગ્રંથ ૨૫ પૃ૦ ૧૭૧–૭૨.

૪૦. **ઉપવાસ વિષે વધુ** 'યંગ ઈન્ડિયા': ૨૫-૯-૧૯૨૪ : **ગાંધી ગ્રન્થસંગ્રહ ગ્રંથ** ૨૫ પૃ૦ ૧૯૯ - ૨૦૨.

૪૧. **પારણાં કરતાં પૂર્વેનું નિવેદન: 'ન્યૂ ઈન્ડિયા':** ૯-૧૦-૧૯૨૪, **મહાત્મા ગાંધી ગ્રન્થ-સંગ્રહ** ગ્રન્થ ૨૫. પૃ૦ ૨૨૪.

૪૨. **કોમી સવાલનો ઉકેલ:** લંડનની ગોળમેજી પરિષદની પ્રથમ બેઠકમાં આપેલું ભાષણ **'યંગ ઈન્ડિયા':** ૨૪-૧૨-૧૯૩૧.

૪૩. **મારે માટે પ્રાર્થના કરો: 'હરિજન'**: ૫-૮-૧૯૩૯.

૪૪. **એમનું સ્વપ્ન:** હિન્દુ અને મુસ્લિમના હિંસાત્મક ઝઘડાઓએ ગાંધીજીને ખૂબ વ્યથિત કર્યા. એથી ૧૯૪૮ની ૧૩મી જાન્યુઆરીએ એમણે અંતિમ ઉપવાસ કર્યો. આ સન્દેશ ૧૪મી જાન્યુઆરી, ૧૯૪૮ને દિને ગાંધીજીએ લખાવ્યો હતો અને એ દિવસે સાંજે પ્રાર્થનાસભામાં વાંચવા માટે હતો. 'હરિજન': ૧૮-૧-૧૯૪૮

## ૫. ભાષાઓ

૪૫. **આપણી ફરજ:** હિન્દી સાહિત્ય સંમેલનના આઠમા અધિવેશનમાં આપેલા ભાષણમાંથી, ઈન્દોર: માર્ચ ૨૯, ૧૯૧૮, **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ** ગ્રન્થ. ૧૪, પૃ૦ ૨૯૨–૩

૪૬. **હિન્દી શીખો:** કલકત્તા મીરઝાપુર પાર્કમાં આપેલું ભાષણ ૨૩ જાન્યુઆરી, ૧૯૨૧. **'યંગ ઈન્ડિયા:'** ૨-૨-૧૯૨૧, **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ,** ગ્રન્થ. ૧૯ પૃ૦ ૨૭૧-૨.

૪૭. **સંસ્કૃત: 'નવજીવન':** ૧૩-૫-૧૯૨૬. **'નવજીવન'** ૨૮-૩-૧૯૨૬, **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ ગ્રંથ** પુ. ૩૦, પૃ૦ ૧૯૫.

૪૮ **હિન્દી આપણી રાષ્ટ્રભાષા:** ઈન્દોરમાં ભરાયેલા હિન્દી સાહિત્ય સંમેલનના પ્રમુખપદેથી આપેલા ભાષણમાંથી. દક્ષિણમાં હિન્દી અને અંગ્રેજી. નેશનલ પબ્લિશિંગ હાઉસ, અમદાવાદ.

૪૯. **અખિલ હિન્દ રાષ્ટ્રીયતા: 'હરિજન'**: ૧૯-૯-૧૯૩૮.

૫૦. **આખા હિન્દ માટે સામાન્ય ભાષા :** રચનાત્મક કાર્યક્રમ, એનો અર્થ અને સ્થાન

૫૧. **રાજ્યના ભાષાકીય વિભાગો: 'હરિજન'** ૧-૨-૧૯૪૮.

## ૬. આર્થિક સમાનતા

૫૨. **જનતા જોડે તાદાત્મ્ય:** 'યંગ ઈન્ડિયા,' ૧૧-૯-૧૯૨૪, **મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ,** ગ્રન્થ ૨૫, પૃ૦ ૧૨૧ - ૨૨.

૫૩. **આર્થિક પરાધીનતા:** ૨૭ ડિસેમ્બર, ૧૯૩૬ ને દિને ફૈઝપુરમાં ભરાયેલા કૉંગ્રેસ અધિવેશનમાં આપેલા ભાષણમાંથી. **'મહાત્મા' ગ્રંથ,** ૪. ૧૯૬૧-પૃ૦ ૧૧૪-૧૫.

૫૪. **ઉપર અને નીચે સમતુલા:** રચનાત્મક કાર્યક્રમ, એનો અર્થ અને સ્થાન.

૫૫. **હક નહિ ફરજ: 'હરિજન'**: ૬-૭-૧૯૪૭.

## ૭. ગાંધીવાણીમાંથી કેટલાંક મૌક્તિકો

૧. **'ઈન્ડિયન ઓપિનિયન'**: ૨૮-૧૦-૧૯૦૫, મહામા ગાંધી ગ્રન્થસંગ્રહ-પુસ્તક ૫, પૃ૦ ૧૧૮

૨. **'યંગ ઈન્ડિયા'**: ૧૧-૮-૧૯૨૦: મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ-પુસ્તક ૧૮, પૃ૦ ૧૩૪

૩-૪. **'યંગ ઈન્ડિયા'**: ૧-૬-૧૯૨૧: મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ-પુસ્તક ૧૦, પૃ૦ ૧૫૯

૫. **'યંગ ઈન્ડિયા'**: ૧૮-૯-૧૯૨૪: મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ-પુસ્તક ૨૫, પૃ૦ ૧૬૩

૬. **'યંગ ઈન્ડિયા'**: ૨૭-૧૧-૧૯૨૪: મહાત્મા ગાંધી ગ્રન્થસંગ્રહ-પુસ્તક ૨૫, પૃ૦ ૩૬૯

૭. **'યંગ ઈન્ડિયા'**: ૨૦-૧-૧૯૨૭

૮. જાફનામાં આપેલા જાહેર ભાષણમાંથી. તા. ૨૬-૧૧-૧૯૨૭. મહાદેવ દેસાઈ, ગાંધીજી જોડે લંકામાં. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

૯. **'યંગ ઈન્ડિયા'**: ૮-૩-૧૯૨૮

૧૦. **'યંગ ઈન્ડિયા'**: ૧૬-૪-૧૯૩૧

૧૧. **'હરિજન'**: ૧૭-૧૧-૧૯૩૩

૧૨. **'હરિજન'**: ૩૦-૪-૧૯૩૮

૧૩. ૧૮મી ફેબ્રુઆરી ૧૯૪૦ને દિને ટાગોરે શાંતિનિકેતન ખાતે ગાંધીજીના કરેલા સ્વાગત વખતે ગાંધીજીએ આપેલા ભાષણમાંથી.

૧૪. **'હિન્દુ'**: ૧૯-૯-૧૯૪૫.

૧૫. **'હરિજન'**: ૧૭-૧૧-૧૯૪૬.

# નેશનલ બુક ટ્રસ્ટ, ઇંડિયા

સારી કોટિના સાહિત્યનું સર્જન કરવા તેમ જ તેને ઉત્તેજન આપવા અને આવું સાહિત્ય જાહેર જનતાને સાધારણ કિંમતે મળી રહે એ દષ્ટિએ ભારત સરકારે ૧૯૫૭માં, શિક્ષણ ખાતામાં, નેશનલ બુક ટ્રસ્ટ, ઈન્ડિયા (રાષ્ટ્રીય ગ્રંથ ટ્રસ્ટ), ભારત એ નામની સ્વાયત્ત સંસ્થાની રચના કરી હતી.

આ ટ્રસ્ટ ભારતની વિવિધ ભાષાઓનાં ચૂંટી કઢાયેલાં ક્ષેત્રોમાં પુસ્તકોનું પ્રકાશન કરવા ઉપરાંત પુસ્તકોનાં પ્રદર્શનો યોજે છે અને ભારતમાં પુસ્તકોનું લેખન, ભાષાંતર, પ્રકાશન વિતરણ સાથે સંકળાયેલા પ્રશ્નો અંગે પરિસંવાદોનું પણ આયોજન કરે છે, અને એ રીતે વધુ ને વધુ લોકો પુસ્તકો પરત્વે અભિમુખ બને એવું વાતાવરણ સર્જે છે.

ટ્રસ્ટે અત્યાર સુધીમાં ભારતની જુદી જુદી ભાષાઓમાં ૨૫૦ જેટલાં પુસ્તકોનું પ્રકાશન કર્યું છે. ટ્રસ્ટના પુસ્તક પ્રકાશનના હાલના કાર્યક્રમમાં નીચે મુજબની ગ્રંથ-માળાઓનો સમાવેશ થાય છે:

(૧) **ભારત : ભૂમિ અને પ્રજા :** આ ગ્રંથમાળાનો હેતુ સામાન્ય શિક્ષિતજનોને તેમ જ બિન-નિષ્ણાતોને દેશનાં તમામ પાસાઓનું જ્ઞાન પ્રાપ્ય બનાવવાનો છે.

(૨) **રાષ્ટ્રીય જીવનચરિત્ર :** આ ગ્રંથમાળાનાં લગભગ ૧૦૦ પુસ્તકો દ્વારા, ભારતમાં જન્મેલી વિવિધ ક્ષેત્રોની અગ્રગણ્ય વ્યક્તિઓનાં જીવનચરિત્રો આપવામાં આવશે.

(૩) **પ્રજાકીય વિજ્ઞાન :** આ ગ્રંથમાળા દ્વારા સામાન્ય જનને વિજ્ઞાનમાં સધાયેલી પ્રગતિનો તેમ જ રોજબરોજના જીવનમાં વિજ્ઞાનની અગત્યનો ખ્યાલ આપવાનો હેતુ છે.

(૪) **પ્રજાકીય ઈતિહાસ :** આ પુસ્તકો દ્વારા સામાન્ય જન માટે ભારતનો ઈતિહાસ જ નહિ પરંતુ વિશ્વનાં અન્ય રાષ્ટ્રોનો ઈતિહાસ પણ આપવા ધાર્યો છે.

(૫) **જગતનાં પ્રતિભાશાળી પુસ્તકો :** આ ગ્રંથમાળાનો હેતુ, વિવિધ ક્ષેત્રોમાં વિશ્વની વિચારસરણીમાં મહત્ત્વનો ફાળો આપનારાં પુસ્તકોનાં, ભારતની જુદી જુદી ભાષાઓમાં સામાન્ય જનો માટેનાં સરળ ભાષાંતરો આપવાનો છે.

જે મહત્ત્વના અને અગ્રગણ્ય ગ્રંથો અપ્રાપ્ય બની ગયા હોય તેનું તેમ જ ખાસ સૂચકતા ધરાવતી નવી હસ્તપ્રતોનું પ્રકાશન કરવાનું કાર્ય પણ ટ્રસ્ટ તરફથી હાથ ધરવામાં આવે છે.

# ઇન્ડિયા : ધી લૅન્ડ એન્ડ પીપલ

**૧ ફ્લાવરિંગ ટ્રીઝ :**

લેખક : ડૉ. એમ. એસ. રંધાવા
લાયબ્રેરી એડિશન રૂા. ૯-૫૦
પોપ્યુલર એડિશન રૂા. ૬-૫૦

**૨ આસામીઝ લિટરેચર**

લેખક : પ્રો. હેમ બારુઆ
લાયબ્રેરી એડિશન રૂા. ૭-૫૦
પોપ્યુલર એડિશન રૂા. ૫-૦૦

**૩ કૉમન ટ્રીઝ**

લેખક : ડૉ. એચ. સંતાપૉ
લાયબ્રેરી એડિશન રૂા. ૮-૨૫
પોપ્યુલર એડિશન રૂા. ૫-૨૫

**૪ સ્નેક્સ ઑફ ઈન્ડિયા**

લેખક : ડૉ. પી. જે. દેવરાસ
લાયબ્રેરી એડિશન રૂા. ૯-૫૦
પોપ્યુલર એડિશન રૂા. ૬-૫૦

**૫ લૅન્ડ ઑફ સોઈલ**

લેખક: ડૉ. એસ. પી. રાયચૌધરી
લાયબ્રેરી એડીશન રૂા. ૮-૫૦
પોપ્યુલર એડિશન રૂા. ૫-૨૫

**૬ મિનરલ્સ ઑફ ઈન્ડિયા**

લેખક : ડૉ. શ્રીમતી મહેર ડી. એન. વાડિયા
લાયબ્રેરી એડિશન રૂા. ૮-૨૫
પોપ્યુલર એડિશન રૂા. ૫-૨૫

**૭ ડુમેસ્ટિક એનિમલ્સ**

લેખક : શ્રી હરબન્સસિંઘ
લાયબ્રેરી એડિશન રૂા. ૮-૦૦
પોપ્યુલર એડિશન રૂા. ૪-૨૫

**૮ ફોરેસ્ટ ઍન્ડ ફોરેસ્ટ્રી**

લેખક : શ્રી કે. પી. સગ્રેઈયા
લાયબ્રેરી એડિશન રૂા. ૮-૫૦
પોપ્યુલર એડિશન રૂા. ૫-૨૫

**૯ જ્યોગ્રાફી ઑફ રાજસ્થાન**

લેખક : ડૉ. પી. સી. મિશ્રા
લાયબ્રેરી એડિશન રૂા. ૮-૨૫
પોપ્યુલર એડિશન રૂા. ૬-૦૦

**૧૦ ગાર્ડન ફ્લાવર્સ**

લેખક : ડૉ. વિષ્ણુ સ્વરૂપ
લાયબ્રેરી એડિશન રૂા. ૯-૫૦
પોપ્યુલર એડિશન રૂા. ૬-૦૦

**૧૧ પોપ્યુલેશન**

લેખક : ડૉ. એસ. એન. અગરવાલા
લાયબ્રેરી એડિશન રૂા. ૭-૦૦
પોપ્યુલર એડિશન રૂા. ૩-૭૫

**૧૨ નિકોબાર આઈલૅન્ડ**

લેખક : શ્રી કે. કે માથુર
લાયબ્રેરી એડિશન રૂા. ૯-૦૦
પોપ્યુલર એડિશન રૂા. ૫-૫૦

**૧૩ કૉમન બર્ડ્ઝ**

લેખક : ડૉ. સલીમઅલી
અને મિસિસ લાઈક ફત્તેહઅલી
લાયબ્રેરી એડિશન રૂા. ૧૫-૦૦
પોપ્યુલર એડિશન રૂા. ૯-૦૦

**૧૪ વેજીટેબલ્સ**

લેખક : ડૉ. બી. ચૌધરી
લાયબ્રેરી એડિશન રૂા. ૮-૨૫
પોપ્યુલર એડિશન રૂા. ૫-૨૫

**૧૫ ઈકોનોમિક જ્યોગ્રાફી ઑફ ઈન્ડિયા**

લેખક : પ્રા. વી. એસ. ગનાનાથન
લાયબ્રેરી એડિશન રૂા. ૮-૨૫
પોપ્યુલર એડિશન રૂા. ૫-૨૫

**૧૬ ફિઝિકલ જ્યોગ્રાફી ઑફ ઈન્ડિયા**

લેખક : પ્રો. સી. એસ. પિચામુથુ
લાયબ્રેરી એડિશન રૂા. ૮-૨૫
પોપ્યુલર એડિશન રૂા. ૫-૨૫

**૧૭ મેડિસિનલ પ્લાન્ટ્સ**

લેખક : ડૉ. એસ. કે. જૈન
લાયબ્રેરી એડિશન રૂા. ૯-૦૦
પોપ્યુલર એડિશન રૂા. ૫-૭૫

**૧૮ જ્યોગ્રાફી ઑફ વેસ્ટ બેંગાલ**

લેખક : પ્રો. એસ. સી. બોઝ
લાયબ્રેરી એડીશન રૂા. ...
પોપ્યુલર એડિશન રૂા. ...

**૧૯ જીઓલોજી ઑફ ઈન્ડિયા**

લેખક : ડૉ. એ. ડી. ડે
લાયબ્રેરી એડિશન રૂા. ૮-૫૦
પોપ્યુલર એડિશન રૂા. ૫-૨૫

## નેશનલ બાયોગ્રાફી સીરીઝ

| | | | |
|---|---|---|---|
| ૧ | **ગુરુ ગોવિંદસિંઘ** (થર્ડ એડિશન) લેખક : ડૉ. ગોપાલસિંઘ | રૂા. | ૨-૦૦ |
| ૨ | **ગુરુ નાનક** (સેકન્ડ એડિશન) લેખક : ડૉ. ગોપાલસિંઘ | રૂા. | ૨-૨૫ |
| ૩ | **કબીર** (હિન્દી) લેખક : ડૉ. પારસનાથ તિવારી | રૂા. | ૨-૦૦ |
| ૪ | **રહીમ** લેખક : ડૉ. સમરબહાદુરસિંઘ | રૂા. | ૨-૦૦ |
| ૫ | **મહારાણા પ્રતાપ** (હિન્દી) લેખક : શ્રી આર. એસ. ભટ્ટ | રૂા. | ૧-૭૫ |
| ૬ | **અહલ્યાબાઈ** (હિન્દી) લેખક : શ્રી હીરાલાલ શર્મા | રૂા. | ૧-૭૫ |
| ૭ | **ત્યાગરાજ** લેખક : પ્રો. પી. સાંબમૂર્તિ | રૂા. | ૨-૦૦ |
| ૮ | **પંડિત ભાતખંડે** લેખક : એસ. એસ. રતનજંકર | રૂા. | ૧-૨૫ |
| ૯ | **પંડિત વિષ્ણુ દિગંબર** લેખક : શ્રી એ. આર. આથવલે | રૂા. | ૧-૨૫ |
| ૧૦ | **શંકરાદેવ** લેખક : ડૉ. મહેશ્વર નેઓગ | રૂા. | ૨-૦૦ |
| ૧૧ | **રાણી લક્ષ્મીબાઈ** (હિન્દી) લેખક : વૃંદાવનલાલ વર્મા | રૂા. | ૧-૭૫ |
| ૧૨ | **સુબ્રમનિય ભારતી** લેખક : ડૉ. (મિસિસ) પ્રેમનંદાકુમારી | રૂા. | ૨-૨૫ |
| ૧૩ | **હર્ષ** લેખક : શ્રી વી. ડી. ગંગલ | રૂા. | ૧-૭૫ |
| ૧૪ | **સમુદ્રગુપ્ત** (હિન્દી) લેખક : શ્રી લલ્લનજી ગોપાલ, | રૂા. | ૧-૨૫ |
| ૧૫ | **ચંદ્રગુપ્ત મૌર્ય** (હિન્દી) લેખક : શ્રી લલ્લનજી ગોપાલ | રૂા. | ૧-૫૦ |
| ૧૬ | **કાઝી નઝરુલ ઈસ્લામ** લેખક : બાસુધા ચક્રવર્તી | રૂા. | ૨-૦૦ |
| ૧૭ | **શંકરાચાર્ય** લેખક : ટી. એમ. પી. મહાદેવન | રૂા. | ૨-૦૦ |